ગુજરાત શૈક્ષણિક સંશોધન અને તાલીમ પરિષદ, ગાંધીનગરના પત્ર-ક્રમાંક
જીસીઈઆરટી/સી એન્ડ ઈ/૨૦૧૪/૨૨૨૨, તા. ૩-૨-૨૦૧૪થી મંજૂર

શિક્ષક અને વાલી માટે અલગથી
શિક્ષક-આવૃત્તિ તૈયાર કરવામાં આવી છે,
જેનો ઉપયોગ અવશ્ય કરશો.

# ગુજરાતી

## ધોરણ ૪

### (પ્રથમ સત્ર – દ્વિતીય સત્ર)



**પ્રતિજ્ઞાપત્ર**

ભારત મારો દેશ છે.
બધાં ભારતીયો મારાં ભાઈબહેન છે.
હું મારા દેશને ચાહું છું અને તેના સમૃદ્ધ અને
વૈવિધ્યપૂર્ણ વારસાનો મને ગર્વ છે.
હું સદાય તેને લાયક બનવા પ્રયત્ન કરીશ.
હું મારાં માતાપિતા, શિક્ષકો અને વડીલો પ્રત્યે આદર રાખીશ
અને દરેક જણ સાથે સભ્યતાથી વર્તીશ.
હું મારા દેશ અને દેશબાંધવોને મારી નિષ્ઠા અર્પું છું.
તેમનાં કલ્યાણ અને સમૃદ્ધિમાં જ મારું સુખ રહ્યું છે.

**રાજ્ય સરકારની વિનામૂલ્યે યોજના હેઠળનું પુસ્તક**

વિદ્યાર્થીનું નામ : ____________________

શાળાનું નામ : ____________________

વર્ગ : __________ રોલ નંબર : __________




ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ
'વિદ્યાયન' સેક્ટર-૧૦એ, ગાંધીનગર

**લેખન-સંપાદન (SRG)**

શ્રી કિશોરભાઈ પાર્થ
ડૉ. ભીખુભાઈ વેગડા
શ્રી યાહ્યા સપાટવાલા
શ્રી જિજ્ઞેશપુરી ગોસ્વામી
શ્રી મીનેશકુમાર વાળંદ
શ્રી પ્રકાશભાઈ ભટ્ટી
શ્રી મહંમદરફીક મનસુરી
શ્રી રાજેશ મહેતા
શ્રી હર્ષવીબહેન પટેલ
શ્રી રમેશભાઈ ઠક્કર
શ્રી નીતાબહેન ઉપાધ્યાય
શ્રી મધુસૂદન ઠક્કર
શ્રી રતનબહેન પરમાર
શ્રી પ્રવીણભાઈ મચ્છોયા
શ્રી મનીષભાઈ સુથાર
શ્રી સુરેશભાઈ નાગલા
શ્રી સુભાષભાઈ હરિજન
શ્રી કપિલાબહેન ચૌધરી
શ્રી મહેન્દ્રભાઈ મકવાણા
શ્રી ભગવાનદાસ દૂધરેજિયા
શ્રી ઉદયકુમાર દેસાઈ
શ્રી કલ્પેશ પટેલ
શ્રી યોગેશભાઈ પટેલ
શ્રી દિનેશભાઈ પ્રજાપતિ
શ્રી દક્ષાબહેન ગજ્જર
શ્રી રમેશભાઈ ત્રિવેદી
શ્રી નટવરભાઈ સુથાર
શ્રી જિતેન્દ્રભાઈ કાપડિયા
શ્રી હસમુખ પટેલ
શ્રી અમરતભાઈ રબારી
શ્રી નિમેષ ટેલર
શ્રી વિનોદરાય ઓઝા
શ્રી મણિલાલ લાડ
શ્રી મયૂરીબહેન ચૌહાણ
શ્રી વિક્રમ શિયાળ
શ્રી જ્યોત્સના બોરણિયા

**સમીક્ષા**

ડૉ. રમેશ આ. ઓઝા
ડૉ. યોગેન્દ્ર વ્યાસ
ડૉ. સંતોષ દેવકર
ડૉ. બળવંતભાઈ તેજાણી
શ્રી જગમાલ જી. પાવરા
શ્રી પ્રકાશચંદ્ર વ. પરમાર
શ્રી અશ્વિનસિંહ એલ. સોલંકી

**ચિત્રાંકન**

શ્રી લાલજીભાઈ જે. કણઝરિયા
શ્રી રાજેન્દ્ર વસાવા
શ્રી જેઠાભાઈ ટાંક
શ્રી દિનેશભાઈ જોષી
શ્રી વનમાળીભાઈ ડોડિયા
શ્રી જ્યોતિ ખત્રી
સર્જન ગ્રાફિક્સ

**સંયોજન**

ડૉ. કમલેશ. એન. પરમાર
(વિષય-સંયોજક : હિન્દી)

**નિર્માણ-આયોજન**

શ્રી હરેશ એસ. લીમ્બાચીયા
(નાયબ નિયામક : શૈક્ષણિક)

**મુદ્રણ-આયોજન**

શ્રી હરેશ એસ. લીમ્બાચીયા
(નાયબ નિયામક : ઉત્પાદન)

## પ્રસ્તાવના

NCF-2005 તેમજ RTE-2009ને ધ્યાનમાં રાખીને દેશમાં પ્રાથમિક શિક્ષણનાં અભ્યાસક્રમ, પાઠ્યક્રમ અને પાઠ્યપુસ્તકો તેમજ સમગ્ર શિક્ષણ-પ્રક્રિયામાં બદલાવ થઈ રહ્યો છે. આ બદલાવ મુખ્યત્વે જે-તે વિષયો તેમજ શિક્ષણ-પ્રક્રિયા સંદર્ભે આપણી સમજ અંગેનો છે. બાળકની સર્જનશીલતા, વિચારશક્તિ, તર્કશક્તિ અને પૃથક્કરણ કરવાની આવડત વિકસે એ આ અભ્યાસક્રમનો મુખ્ય હેતુ છે. આ અભિગમને ધ્યાનમાં રાખીને જી.સી.ઈ.આર.ટી., ગાંધીનગર દ્વારા તૈયાર કરવામાં આવેલ **ધોરણ ૪**નું પ્રસ્તુત પાઠ્યપુસ્તક **ગુજરાતી** વિદ્યાર્થીઓ, શિક્ષકો અને વાલીઓ સમક્ષ રજૂ કરતાં મંડળ આનંદ અનુભવે છે.

નવાં અભ્યાસક્રમ, પાઠ્યક્રમ અને પાઠ્યપુસ્તક-નિર્માણની સમગ્ર પ્રક્રિયામાં IGNUS-erg ટીમના સભ્યોએ સતત માર્ગદર્શન આપતા રહીને સ્ટેટ રિસોર્સ ગ્રૂપના સભ્યોને સજ્જ બનાવ્યા છે. UNICEFનો સહયોગ પણ આ આખી પ્રક્રિયા દરમિયાન મળ્યો છે. જે-તે વિષયના કોર ગ્રૂપના સભ્યોએ પણ વખતોવખત સહયોગ આપ્યો છે.

આ પાઠ્યપુસ્તકનો રાજ્યમાં અમલ કરતાં અગાઉ પસંદગીની શાળાઓમાં ત્રણ વર્ષ માટે અજમાયશી ધોરણે મૂકવામાં આવેલ હતું. તે દરમિયાન વિદ્યાર્થીઓને વર્ગમાં શિખવાડતી વખતે જે-જે અનુભવો થયા તેનાં વ્યાપક તારણો, ગુજરાત શૈક્ષણિક સંશોધન અને તાલીમ પરિષદ દ્વારા પ્રાપ્ત કરવામાં આવ્યાં અને તે મુજબ સુધારા-વધારા કરવામાં આવ્યા છે.

આ પાઠ્યપુસ્તકના સમગ્ર રાજ્યવ્યાપી અમલ પૂર્વે પાઠ્યપુસ્તક મંડળ દ્વારા આમંત્રિત વિષય-નિષ્ણાતો અને પાઠ્યપુસ્તક તૈયાર કરનાર જી.સી.ઈ.આર.ટી.ના નિષ્ણાતોની સંયુક્ત બેઠક બોલાવીને તેઓનાં સૂચનોને ધ્યાનમાં લઈને આ પાઠ્યપુસ્તકને આખરી સ્વરૂપ આપવામાં આવેલ છે.

પ્રસ્તુત પાઠ્યપુસ્તકને ગુણવત્તાયુક્ત તથા બાળભોગ્ય બનાવવા માટે પૂરતી જહેમત ઉઠાવી છે. તેના ચતુરંગી સ્વરૂપ દ્વારા બાળકો હોંશે હોંશે તેનો ઉપયોગ કરે એવું લક્ષ્ય રાખવામાં આવ્યું છે.

આ પાઠ્યપુસ્તકને ક્ષતિરહિત બનાવવા માટે પૂરતા પ્રયત્નો કર્યા છે, તેમ છતાં શિક્ષણમાં રસ ધરાવનાર વ્યક્તિઓ પાસેથી સૂચનો આવકાર્ય છે.

**ડૉ. આર. યુ. પુરોહિત**
નિયામક
(જી.સી.ઈ.આર.ટી.)

**ડૉ. ભરત પંડિત**
નિયામક
(પાઠ્યપુસ્તક મંડળ)

**ડૉ. નીતિન પેથાણી**
કાર્યવાહક પ્રમુખ
(પાઠ્યપુસ્તક મંડળ)

તા. 3-3-2015

ગાંધીનગર

**પ્રથમ આવૃત્તિ : ૨૦૧૪, પુનઃમુદ્રણ : ૨૦૧૫**

**પ્રકાશક :** ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ, 'વિદ્યાયન', સેક્ટર ૧૦-એ, ગાંધીનગર વતી ડૉ. ભરત પંડિત, નિયામક

**મુદ્રક :**

# મૂળભૂત ફરજો

ભારતના દરેક નાગરિકની ફરજ નીચે મુજબ રહેશે :*

(ક) સંવિધાનને વફાદાર રહેવાની અને તેના આદર્શો અને સંસ્થાઓનો, રાષ્ટ્રધ્વજનો અને રાષ્ટ્રગીતનો આદર કરવાની;

(ખ) આઝાદી માટેની આપણી રાષ્ટ્રીય લડતને પ્રેરણા આપનારા ઉમદા આદર્શોને હૃદયમાં પ્રતિષ્ઠિત કરવાની અને અનુસરવાની;

(ગ) ભારતનાં સાર્વભૌમત્વ, એકતા અને અખંડિતતાનું સમર્થન કરવાની અને તેમનું રક્ષણ કરવાની;

(ઘ) દેશનું રક્ષણ કરવાની અને રાષ્ટ્રીય સેવા બજાવવાની હાકલ થતાં, તેમ કરવાની;

(ચ) ધાર્મિક, ભાષાકીય, પ્રાદેશિક અથવા સાંપ્રદાયિક ભેદોથી પર રહીને, ભારતના તમામ લોકોમાં સુમેળ અને સમાન બંધુત્વની ભાવનાની વૃદ્ધિ કરવાની, સ્ત્રીઓના ગૌરવને અપમાનિત કરે તેવા વ્યવહારો ત્યજી દેવાની;

(છ) આપણી સમન્વિત સંસ્કૃતિના સમૃદ્ધ વારસાનું મૂલ્ય સમજી તે જાળવી રાખવાની;

(જ) જંગલો, તળાવો, નદીઓ અને વન્ય પશુપક્ષીઓ સહિત કુદરતી પર્યાવરણનું જતન કરવાની અને તેની સુધારણા કરવાની અને જીવો પ્રત્યે અનુકંપા રાખવાની;

(ઝ) વૈજ્ઞાનિક માનસ, માનવતાવાદ અને જિજ્ઞાસા તથા સુધારણાની ભાવના કેળવવાની;

(ટ) જાહેર મિલકતનું રક્ષણ કરવાની અને હિંસાનો ત્યાગ કરવાની;

(ઠ) રાષ્ટ્ર પુરુષાર્થ અને સિદ્ધિનાં વધુ ને વધુ ઉન્નત સોપાનો ભણી સતત પ્રગતિ કરતું રહે એ માટે, વૈયક્તિક અને સામૂહિક પ્રવૃત્તિનાં તમામ ક્ષેત્રે શ્રેષ્ઠતા હાંસલ કરવાનો પ્રયત્ન કરવાની.

(ડ) માતા-પિતાએ અથવા વાલીએ ૬ વર્ષથી ૧૪ વર્ષ સુધીની વયના પોતાના બાળક અથવા પાલ્યને શિક્ષણની તકો પૂરી પાડવી.

*ભારતનું સંવિધાન : કલમ ૫૧-क

# અનુક્રમણિકા

# ૧. નાવડી ચાલી

એકવાર દેડકો, પીલું, ઉંદર, કીડી અને ભમરો બધાં ફરવા નીકળ્યાં.









''ચાલો તરીએ,'' કહીને દેડકો પાણીમાં કૂદી પડ્યો.



''પણ અમને તો તરતાં નથી આવડતું,'' પીલું, ઉંદર, કીડી અને ભમરાએ કહ્યું.







પીલું, ઉંદર, કીડી અને ભમરાને બહુ ખરાબ લાગ્યું.





પીલું ગયું અને ઝડપથી એક પાંદડું લઈ પાછું આવ્યું. ઉંદર એક નારિયેળની કાચલી લઈ આવ્યો.







તેઓ બધાં કામમાં લાગી ગયાં.





તેમની નાવડી ચાલી નીકળી.

દેડકાએ પાણીમાંથી માથું બહાર કાઢ્યું.





તે નાવડી સુધી પહોંચી શકવાનો ન હતો.

**શબ્દસમજૂતી**

**પીલું** મરઘીનું બચ્ચું

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) કીડી અને ભમરા સાથે કોણ કોણ ફરવા નીકળ્યાં હતાં ?

(૨) પાણીમાં કોણ કૂદી પડ્યું ?

(૩) તરતાં કોને કોને આવડતું નહોતું ?

(૪) પીલું ઝડપથી શું લઈ આવ્યું ?

(૫) નાવડી બનાવવા કોણ શું લઈ આવ્યું ?

## ૨. ઉદાહરણ મુજબ વાક્યપ્રયોગ કરો :

**દેડકો** : દેડકો પાણીમાં ડ્રાંઉં ડ્રાંઉં કરે છે.

ચકલી : ________________

ઉંદર : ________________

કબૂતર : ________________

ભમરો : ________________

કાગડો : ________________

## ૩. તમારા વર્ગખંડની બારીમાંથી શું દેખાય છે, તેનું વર્ણન કરો.

## ૪. નીચેના ચિત્રનું અવલોકન કરી આપેલા પ્રશ્નોના ઉત્તર લખો :





(૧) ચિત્ર શાનું છે ?

(૨) છોડ કોણ રોપે છે ?

(૩) છોકરો શું કરે છે ?

(૪) તમને કેટલાં વૃક્ષો દેખાય છે ?

(૫) ચિત્ર દ્વારા આપણને શી શીખ મળે છે ?

(૬) વૃક્ષ વિશે બીજાં બે સૂત્રો લખો.

## ૫. કૌંસમાં આપેલા શબ્દોને આધારે ખાલી જગ્યા પૂરો :

(બોડ, રાફડો, દર, માળો, વાડો, ઘર)

(૧) ઉંદરનું રહેઠાણ ______

(૨) વાઘ-વરુનું રહેઠાણ ______

(૩) પંખી ઝાડ પર રહેવા બાંધે છે તે ______

(૪) બકરી-ઘેટાંને જ્યાં પૂરવામાં આવે છે તે ______

(૫) માણસનું રહેઠાણ ______

(૬) સાપનું રહેઠાણ ______

## ૬. કૌંસમાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી ખાલી જગ્યા પૂરો :

(શાકભાજી, પંખી, રંગ, ઋતુ, માસ, ફળ, સંબંધ)

(૧) જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ : ______

(૨) સફરજન, દાડમ, કેરી : ______

(૩) રાતો, પીળો, લાલ : ______

(૪) શિયાળો, ઉનાળો, ચોમાસું : ______

(૫) કાકા, ફુઆ, માસી : ______

(૬) દૂધી, કારેલાં, ભીંડા : ______

(૭) મોર, પોપટ, કાબર : ______

## ૭. સૂચના મુજબ કરો :

(૧) ‘ક’ અક્ષરથી શરૂ થતી, ઘરમાંની પાંચ વસ્તુનાં નામ લખો.

(૨) દરેક વસ્તુનો એક-એક ઉપયોગ લખો.

### પ્રવૃત્તિ

- સમાચારપત્ર કે સામયિકમાંથી ચિત્રવાર્તાઓ મેળવી અંક બનાવો.
- ચિત્રવાર્તાઓ મેળવો અને વાંચો.
- ‘ચાલોને રમીએ હોડી...’ કાવ્ય મેળવીને વાંચો.



# ૨. ઠંડી

કૃષ્ણ દવે



કહે ટમેટું મને ફ્રીજમાં બહુ લાગે છે ઠંડી,
દૂધીમાસી, દૂધીમાસી ઝટ પહેરાવો બંડી.
આના કરતાં હતાં ડાળ પર રમતાં અડકો દડકો,
મીઠો મીઠો મને જ લાગતો એ સવારનો તડકો.
અહીં બસ તો છે ઠંડી ઠંડી અને બરફનાં ગામ,
કોણે ફ્રીજ બનાવ્યું ? જેમાં નથી હૂંફનું નામ.
ત્યાં દરવાજો ખુલ્યો ફ્રીજનો લેવા માટે ઘારી,
મૂળાભાઈએ ટમેટાંને ટપાક ટપલી મારી.
દડદડ કરતું ગયું ટમેટું છેક ફ્રીજની બહાર,
બારીમાંથી સૂરજ જોયો, નથી ખુશીનો પાર.
ત્યાં નાનાં બે કિરણો આવ્યાં પાર કરીને સડકો,
કહે, ટમેટારાજા પ્હેરો, મીઠો મીઠો તડકો.

## શબ્દસમજૂતી

**બંડી** (અહીં) એક પ્રકારનું પહેરણ **અડકો-દડકો** એક બાળરમત **હૂંફ** ગરમાવો **ઘારી** એક મીઠાઈનું નામ

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) ફ્રીજમાં ઠંડી કોને લાગે છે ?

(૨) ટમેટું બંડી પહેરાવવા કોને કહે છે ?

(૩) ટમેટાને ડાળ પર શા માટે ગમે છે ?

(૪) ફ્રીજનો દરવાજો શા માટે ખૂલ્યો ?

(૫) ટમેટું ખુશ કેમ થયું ?

**૨. નીચેના દરેક શબ્દનાં બે-બે વાક્યો લખો :**

ઉદાહરણ : ફ્રીજ – ફ્રીજમાં પાણી ઠંડું થાય છે. ફ્રીજ રસોડામાં હોય છે.

(૧) વાસી (૨) ઠંડી (૩) રાજા (૪) સૂરજ

**૩. નીચે આપેલા બે શબ્દો પરથી એક વાક્ય બનાવો :**

ઉદાહરણ : **ટમેટું - પંખો**

પંખા નીચે ટેબલ પર ટમેટું પડ્યું છે.

(૧) મોબાઇલ - બૉલપેન (૨) દૂધી - ચોપડી (૩) તડકો - બરફ

(૧) ____________________

(૨) ____________________

(૩) ____________________

૪. બૉક્સમાં આપેલ ટ્રાફિક-સંકેતોને, યોગ્ય સાઈન બોર્ડ સામે લખો અને આ નિશાનીઓ શું સૂચવે છે તેની ચર્ચા કરી લખો.

(નો પાર્કિંગ, રેલવેગેટ, નો હોર્ન, સ્પીડ બ્રેકર, ઝિબ્રા ક્રૉસિંગ, નો એન્ટ્રી)


______________ ______________



______________ ______________


______________ ______________


______________ ______________


______________ ______________


______________ ______________

**૫. નીચેની કાવ્યપંક્તિઓ સ્વચ્છ અને સુવાચ્ય અક્ષરે લખો :**

(૧) કહે ટમેટું મને ફ્રીજમાં બહુ લાગે છે ઠંડી.

______________________

(૨) દૂધીમાસી, દૂધીમાસી ! ઝટ પહેરાવો બંડી.

______________________

(૩) આના કરતાં હતાં ડાળ પર રમતાં અડકો-દડકો.

______________________

(૪) મીઠો મીઠો બહુ જ લાગતો એ સવારનો તડકો.

______________________

**૬. કાવ્યપંક્તિ પૂર્ણ કરો :**

આના કરતાં .............................. હૂંફનું નામ.

**૭. ઉદાહરણ મુજબ કાવ્યમાંથી પ્રાસવાળા શબ્દોનાં જોડકાં બનાવો.**

**ઉદાહરણ :** ઠંડી-બંડી

**૮. નીચેની પંક્તિઓ વાંચો :**

લાલ લાલ મરચાજી
  તીખી તીખી ચર્ચાજી.

તમે પણ આવી પંક્તિઓ બનાવો અને લખો. (ગમે તે બે)

**૯. નીચેના શબ્દો શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

(ટમેટું, ઠંડી, બંડી, તડકો, સૂરજ)

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________ (૫) ________

**પ્રવૃત્તિ**

- અભિનય થઈ શકે તેવાં બાળગીતોનો સંગ્રહ તૈયાર કરો.
- જોડકણાંનો અંક બનાવો.



# ૩. સાચી હજ



બગદાદ શહેરમાં શેખ અબ્દુલ્લાનો પરિવાર રહેતો હતો. શેખ અબ્દુલ્લા ખૂબ જ ધાર્મિક હતા. દર વર્ષે હજ પર અનેક લોકો જતા ત્યારે તેમને પણ હજ કરી આવવાની તીવ્ર ઇચ્છા રહેતી, પરંતુ ગરીબીને કારણે તેઓ હજ કરવા જઈ શકતા ન હતા. એક વર્ષે જ્યારે બગદાદના લોકો હજ માટે નીકળ્યા ત્યારે શેખ અબ્દુલ્લાને તેમની ગરીબાઈને કારણે હજમાં ન જોડાઈ શકવાનું ભારે દુઃખ થયું. તેઓ વિચારવા લાગ્યા - જો મારી પાસે પૈસા હોત તો હું પણ હજ કરી પુણ્ય મેળવત. શેખ અબ્દુલ્લાને હજ કરવા જવાનું વારંવાર યાદ આવતું પરંતુ તેઓ મન મારીને બેસી જતા. એક વખત રાત્રે તેઓ સૂઈ ગયા હતા અને અચાનક તેમની ઊંઘ ઊડી ગઈ. તેમને કોઈનો અવાજ સંભળાયો. તેઓ શાંતિથી સાંભળી રહ્યા. વાત કરવાવાળા બે ફરિશ્તા હતા. એક ફરિશ્તાએ બીજાને પૂછ્યું, ‘‘હે ભાઈ, આજે જે લોકો મક્કા શરીફમાં હજ કરી રહ્યા છે, શું ખુદાએ તે બધાની હજ કબૂલ કરી દીધી છે ?’’ તો બીજા ફરિશ્તાએ જવાબ આપ્યો, ‘‘ના,

બધાનો તો સ્વીકાર નથી કર્યો.'' પહેલા ફરિશ્તાએ પૂછ્યું, ''તો પછી ખુદાએ કોની હજ સ્વીકારી છે ?'' બીજાએ કહ્યું, ''એ હાજીઓમાંથી કોઈની પણ હજ સ્વીકારી નથી.''

પહેલાએ પ્રશ્ન કર્યો કે તો પછી આ વર્ષે હજનું પુણ્ય કોઈને પણ નહિ મળે. બીજાએ જવાબ આપ્યો, ''કેમ નહિ મળે ? પુણ્ય તો મળી ગયું છે,'' પહેલાએ આશ્ચર્ય સાથે પૂછ્યું. ''પણ કોને ?'' બીજાએ હસતાં હસતાં જવાબ આપ્યો, ''દમાસ્કસના અલી હુસેન મોચીને.'' શેખ અબ્દુલ્લા બે ફરિશ્તા વચ્ચેની વાતચીત સાંભળી રહ્યા હતા. વાત પૂરી થતાંની સાથે જ બેય ફરિશ્તા અદશ્ય થઈ ગયા. શેખ અબ્દુલ્લા મૂંઝવણમાં પડી ગયા. તેમને એ સમજાતું ન હતું કે હજ કર્યા સિવાય હજનું પુણ્ય કેવી રીતે મળી શકે ?

બીજા દિવસે તેઓ દમાસ્કસ જવા રવાના થયા. પૂછતાં પૂછતાં તેઓ અલી હુસેનના ઘરે આવ્યા. અલી હુસેને તેમને આવવાનું કારણ પૂછ્યું. શેખ અબ્દુલ્લાએ રાત્રે સાંભળેલી સઘળી વાત તેમને કહી સંભળાવી.

એમની વાત સાંભળીને અલી તો બેભાન જેવા થઈ ગયા. ભાનમાં આવતાં તેમણે પોતાની વાત આ રીતે કહીઃ ''ભાઈ હું એક ગરીબ માણસ છું. કેટલાંય વર્ષોથી વિચારતો હતો કે હજ કરી આવું. થોડું થોડું કરીને હજ માટે મેં રૂપિયા ભેગા કર્યા હતા. આ વર્ષે હું હજ કરવા જાત, પણ હજ જવાનું નક્કી કર્યું તેના બે દિવસ પહેલાં જ મેં મારા પડોશીનાં બાળકોને રોકકળ કરતાં જોયાં. કારણ પૂછ્યું તો જાણવા મળ્યું કે તે બિચારાં બાળકોને કેટલાય દિવસોથી ખાવા માટે કંઈ જ મળ્યું ન હતું અને ખાવાનું મેળવવાનો કોઈ જ રસ્તો દેખાતો ન હતો. તેમના પિતાજી મૃત્યુ પામ્યા હતા અને મા ખૂબ જ બીમાર હતી. મારાથી એ બાળકોનું દુઃખ સહન ન થયું. મેં મારા ઘરેથી રોટલીઓ મોકલી અને પછી જે પૈસા હજ માટે ભેગા કર્યા હતા, તે બધા જ તેમને આપી દીધા. મેં વિચાર્યું કે હજ તો ગમે ત્યારે જઈ શકાશે, પરંતુ આ બાળકોની તકલીફ તો મારે આજે જ દૂર કરવી જોઈએ. હવે, આપ કહો, તેઓની આ હાલત જોઈને હું હજની ખુશાલી કેવી રીતે ઊજવી શકું ?''

શેખ અબ્દુલ્લાએ ઊંડો શ્વાસ લીધો. ખુદાનો આભાર માન્યો અને મોચી કહેવા લાગ્યો "ભાઈ હુસેન, તમારી વાત સાચી છે, ખુદાને ખુદાઈ પ્યારી છે. તમે ગરીબ હોવા છતાં પેલાં દુઃખી બાળકોને મદદ કરી અને હજનો વિચાર છોડી દીધો, એ જ કારણ છે કે ખુદાના દરબારમાં માત્ર તમારી જ હજ મંજૂર થઈ."

અલી હુસેન આંખમાં ઝળઝળિયાં સાથે આકાશ તરફ જોતા રહ્યા અને મનોમન ખુદાનો આભાર માનતા રહ્યા.

શેખ અબ્દુલ્લા ઊઠ્યા. તેમણે અલી હુસેનનો હાથ પકડી ચૂમ્યો અને ત્યારે એમને પણ એવો અનુભવ થયો કે જાણે એમને પણ હજનું પુણ્ય મળી ગયું !

## શબ્દસમજૂતી

**હજ** મુસલમાનો દ્વારા થતી મક્કાની પવિત્ર યાત્રા **ફરિશ્તો** દેવદૂત **આશ્ચર્ય** નવાઈ **દમાસ્કસ** સીરિયા દેશનું એક શહેર **હાજી** હજ કરી આવનાર વ્યક્તિ

## રૂઢિપ્રયોગો

**મન મારીને બેસી રહેવું** - મનની ઈચ્છાને દબાવી રાખવી **રસ્તો ન દેખાવો** - કોઈ ઉકેલ ન મળવો **આંખમાં ઝળઝળિયાં આવવાં** - આંખમાં આંસુ આવવાં

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) શેખ અબ્દુલ્લાને હજ કરવાની ઈચ્છા ક્યારે થઈ આવતી ?

(૨) શેખ અબ્દુલ્લા હજ કરવા શા માટે ન જઈ શક્યા ?

(૩) અલી હુસેનના પાડોશમાં બાળકો શા માટે રોકકળ કરતાં હતાં ?

(૪) ખુદાના દરબારમાં અલી હુસેનની હજ કેમ મંજૂર થઈ ?

(૫) અલી હુસેન હજ કરવા માટે ભેગા કરેલા પૈસા નું શું કર્યું ?

## ૨. ચિત્રો જોઈને દરેક વિશે બે-બે વાક્યો લખો :



(૧)

(૨)

(૩)

(૪)

(૫)

(૬)

(૭)

(૮)

## ૩. નીચેનાં વાક્યોને પાઠના ક્રમમાં ગોઠવો :

(૧) જાણે એમને પણ હજનું પુણ્ય મળી ગયું.

(૨) શેખ અબ્દુલ્લાએ ઊંડો શ્વાસ લીધો.

(૩) મારાથી એ બાળકોનું દુઃખ સહન ન થયું.

(૪) વાત પૂરી થતાંની સાથે જ બેય ફરિશ્તા અદશ્ય થઈ ગયા.

(૫) દર વર્ષે હજ પર અનેક લોકો જતા.

## ૪. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) પરિવાર ________ (૨) અચાનક ________ (૩) આશ્ચર્ય ________

(૪) તકલીફ ________ (૫) ફરિશ્તો ________ (૬) આંખ ________

## ૫. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) ગરીબ × ________ (૨) શાંતિ × ________ (૩) પુણ્ય × ________

(૪) બેભાન × ________ (૫) બીમાર × ________ (૬) મંજૂર × ________

## ૬. નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી વાક્યપ્રયોગ કરો :

(૧) મન મારી બેસી રહેવું (૨) આંખમાં ઝળઝળિયાં આવવાં (૩) ગદ્ગદિત થવું

## ૭. ઉદાહરણ પ્રમાણે વાક્યો બનાવીને લખો :

**ઉદાહરણ :** શેખ અબ્દુલ્લા આવે છે. શેખ અબ્દુલ્લા આવતા હતા. શેખ અબ્દુલ્લા આવશે.

(૧) મનુ મમરા ખાય છે. ________________

(૨) વરસાદ આવે છે. ________________

(૩) હું ચીકુ ખાઉં છું. ________________

## ૮. નીચે આપેલા ફકરાનું સુલેખન કરો :

પાવન વહેલો ઊઠ્યો. ઝટ પરવારી નિશાળે ગયો. સાહેબે તેને પ્રાર્થનાખંડમાં ગીત ગાવા કહ્યું. મધુર કંઠે ગવાયેલું ગીત સાંભળી સૌ ઝૂમી ઊઠ્યાં.

## ૯. નીચેના શબ્દો શબ્દકોશના ક્રમમાં ગોઠવો :

પુણ્ય, યાદ, વાતચીત, શ્વાસ, શાંતિ

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________ (૫) ________

### પ્રવૃત્તિ

- પુસ્તકાલય, સામયિક અને વર્તમાનપત્રમાંથી વાર્તા / પ્રસંગો મેળવીને વાંચો.
- વાર્તાઅંક તૈયાર કરો.



# ૪. લાખો વણજારો

લાખો કરીને એક વણજારો હતો. પૈસેટકે એ સુખી હતો; પણ એકવાર એને ભીડ પડી. એ તો ગયો વાણિયાને ત્યાં.

વાણિયો કહે, ''જોઈએ એટલા રૂપિયા લઈ જાઓ. તમારા જ છે.''

જોઈતી રકમ ખાતે મંડાવી લાખો ઊઠ્યો.



''લો, રામ રામ શેઠજી ! મહિનો પૂરો થતાં રકમ લઈને આવી પહોંચીશ. ત્યાં સુધી આ ડાઘિયાને તમારે ત્યાં મૂકી જાઉં છું.''

''એ શું બોલ્યા ? તમારા પૈસા તો દૂધે ધોયેલા છે.''

''મોટી મહેરબાની, શેઠ. પણ એમ કાંઈ સાનમાં મૂક્યા વગર મારાથી પાઈ પણ લેવાય નહિ.''

લાખાએ ડાઘિયાને ડચકારીને શેઠની પાસે રહેવા હાથ ને આંખથી ઈશારો કર્યો. પછી એણે તરત ડાઘિયા ઉપરથી આંખ વાળી લીધી અને એ રસ્તે પડ્યો. ડાઘિયો લાખાની પીઠ દેખાઈ ત્યાં સુધી તેના તરફ જોઈ રહ્યો.

પછી તો એવું બન્યું કે શેઠને ઘેર એક રાતે ખાતર પડ્યું. હજારોની ચોરી થઈ. ચારેકોર તપાસ ચાલી. ડાઘિયો બધાની જોડે જ હતો. થોડે આગળ જાય ને પાછો આવે. પણ એના તરફ કોઈનું ધ્યાન



જાય તો ને ? આગળ પગેરું ન મળ્યું એટલે કંટાળીને સૌ પાછા વળતા હતા. ત્યાં ડાઘિયાએ વાણિયાનું ધોતિયું મોઢામાં પકડીને ખેંચવા માંડ્યું. એક વાડ આગળ આવીને ડાઘિયો ઊભો રહ્યો અને પગથી જમીન ખોતરવા મંડ્યો. ત્યાં ખોદ્યું તો ચોરાયેલો બધો જ માલ અકબંધ મળી આવ્યો.

વાણિયાના હરખનો પાર ન રહ્યો. એને થયું કે આ ડાઘિયાને હવે વહેલો છૂટો કરીને એના ધણી ભેગો કરી દેવો જોઈએ. લાખાને જે પૈસા ધીર્યા છે એથી અનેકગણું ડાઘિયાએ મને બચાવી આપ્યું. વાણિયાએ આ બધી વાત ચિઠ્ઠીમાં લખી તે કૂતરાની કોટે બાંધી અને તેને વિદાય કર્યો.

અહીં એવું બન્યું કે લાખા વણજારાને પૈસાની છૂટ થઈ. એને વિચાર થયો કે મહિનો પૂરો થાય ને પૈસા આપવા જાઉં એમાં મેં શું કર્યું ? મહિનામાં દિવસો બાકી હોય ને પૂરા પૈસા દઈ આવું તો હું ખરો. પૈસા લઈને એ નીકળ્યો. અડધે રસ્તે આવ્યો ત્યાં સામેથી એને કંઈ કૂતરા જેવું આવતું દેખાયું. ધારીને જુએ છે તો એનો વહાલો ડાઘિયો !

ડાઘિયાને જોતાં જ લાખાની આંખ ફરી ગઈ. 'અરે રામ ! આ કૂતરાએ મારી શાખ ઉપર

પાણી ફેરવ્યું ! એ નાસી આવ્યો ! હું શું મોં બતાવીશ ?' ડાઘિયો લાડથી પાસે આવવા જાય છે, ત્યાં લાખાએ આંખ બતાવી એને ફિટકાર આપ્યો અને મોં ફેરવી લીધું.

ઘડીભર ડાઘિયો થંભી ગયો. બીજી જ પળે એ તો ડુંગર તરફ દોડ્યો. ત્યાં એ અબોલ જીવ પથરા પર માથું પછાડી પછાડીને મરી ગયો. લાખો પૈસા આપવા ગયો. ત્યાં એણે શેઠ પાસેથી બધી વાત જાણી. વણજારાના પસ્તાવાનો કંઈ પાર ન રહ્યો.

ભારે હૈયે લાખો પાછો વળ્યો. જ્યાં પોતાનો વિશ્વાસુ કૂતરો માથું પછાડીને મરી ગયો હતો ત્યાં એણે એક મોટું સરોવર બંધાવ્યું.

એ સરોવર તે ડાઘાસર. ઉત્તર ગુજરાતમાં રાધનપુર પાસે એ આવેલું છે.

## શબ્દસમજૂતી

**ભીડ પડવી** તંગી જણાવી **ખાતે મંડાવી** ચોપડામાં કોઈના નામનો હિસાબ નવસેરથી ઉધારવો **પગેરું** પગનું નિશાન **શાખ** આબરૂ **સાન** ગીરો **અકબંધ** હતો તેટલો જ **ફિટકાર** ધિક્કાર, અનાદર

## રૂઢિપ્રયોગો

**આંખ વાળી લેવી** દુઃખી હૃદયે વિદાય લેવી **ખાતર પડવું** ચોરી થવી **દૂધે ધોયેલું** વિશ્વાસપાત્ર **આંખ ફરી જવી** (અહીં) ગુસ્સા સાથે નારાજગી વ્યક્ત કરવી **પાણી ફેરવવું** આબરૂ કાઢવી **આંખ બતાવવી** ગુસ્સો પ્રગટ કરવો **ભારે હૈયે** દુઃખી હૃદયે

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) લાખો વાણિયા પાસે શા માટે ગયો ?

(૨) લાખાએ ડાઘિયાને વાણિયાને ત્યાં શા માટે મૂક્યો ?

(૩) ડાઘિયાએ વાણિયાને પોતાની સાથે લેવા શું કર્યું ?

(૪) શેઠે ડાઘિયાની કોટે શું બાંધ્યું ?

(૫) ડાઘિયો ઘડીભર કેમ થંભી ગયો ?

(૬) ડાઘાસર ક્યાં આવેલું છે ?

## ૨. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :

(૧) રકમ ખાતે મંડાવી, લાખાએ વાણિયાને શું કહ્યું ?

(૨) ખોવાયેલું ધન કોણે પાછું અપાવ્યું ? શી રીતે ?

(૩) વાણિયાએ ડાઘિયાને વહેલો છૂટો કરવાનું શા માટે વિચાર્યું ?

(૪) પૈસા ચૂકવવા નીકળેલા લાખાએ શું જોયું ?

## ૩. કારણ લખો :

(૧) ડાઘિયાએ વાણિયાનું ધોતિયું ખેંચવા માંડ્યું, કારણ કે....

(૨) ડાઘિયો માથું પછાડીને મૃત્યુ પામ્યો, કારણ કે....

(૩) લાખાએ એક સરોવર બંધાવ્યું, કારણ કે....

## ૪. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) માસ ______ (૨) હરખ ______ (૩) પ્રિય ______

(૪) આબરૂ ______ (૫) ભાગવું ______ (૬) વિશાળ ______

## ૫. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) ધ્યાન × ______ (૨) વિદાય × ______

(૩) વિશ્વાસુ × ______ (૪) પાસે × ______

## ૬. નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી વાક્યપ્રયોગ કરો :

(૧) આંખ વાળી લેવી (૨) ખાતર પડવું

(૩) દૂધે ધોયેલું (૪) પાણી ફેરવવું

## ૭. નીચેનાં વાક્યો કોણ બોલે છે અને કોને કહે છે તે લખો :

(૧) 'એ શું બોલ્યા ? તમારા પૈસા તો દૂધે ધોયેલા છે.

______

(૨) 'અરે રામ ! આ કૂતરાએ મારી શાખ ઉપર પાણી ફેરવ્યું !'

______

## ૮. આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી એની ઉપર √ કરો :

(૧) કાંઈ શાન / સાનમાં મૂક્યા વગર મારાથી પાઈ પણ લેવાય નહિ.

(૨) લાખાએ ડાઘિયાને ઈશારો / ઈસારો કર્યો.

(૩) વાણિયાએ આ બધી વાત ચિટ્ઠી / ચિઠ્ઠીમાં લખી.

(૪) આ કૂતરાએ મારી શાખ / સાખ ઉપર પાણી ફેરવ્યું.

(૫) લાખો પૈશા / પૈસા આપવા ગયો.

## ૯. નીચેના શબ્દો શબ્દકોશના ક્રમમાં લખો :

પીઠ, ખાતર, કૂતરો, ઈશારો, જીવ

(૧) ______ (૨) ______ (૩) ______ (૪) ______ (૫) ______

### પ્રવૃત્તિ

- પુસ્તકાલય, સામયિક અને વર્તમાનપત્રની પૂર્તિઓમાંથી વાર્તા / પ્રસંગો વાંચો.
- વાર્તાઅંક તૈયાર કરો.



# પુનરાવર્તન ૧

## ૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :

(૧) પાણીમાં કોણ કૂદી પડ્યું ?

(૨) ટમેટાને ડાળ પર શા માટે ગમે છે ?

(૩) ખુદાના દરબારમાં અલી હુસેનની હજ કેમ મંજૂર થઈ ?

(૪) ડાઘાસર શી રીતે નિર્માણ પામ્યું ?

(૫) શેઠે ડાઘિયાની કોટે શું બાંધ્યું ?

## ૨. નીચેના શબ્દોનો ઉપયોગ કરી વાક્યપ્રયોગ કરો :

(૧) ઠંડી : ____________________

(૨) નારિયેળ : ____________________

(૩) વાતચીત : ____________________

(૪) હરખ : ____________________

(૫) કૂતરો : ____________________

## ૩. નીચેના બંને શબ્દો પરથી વાક્ય બનાવો :

**ઉદાહરણ :** પાન, પાણી – પાન પાણીમાં તરે છે.

(૧) વરસાદ, પતંગ ____________________

(૨) પંખી, વિમાન ____________________

(૩) ફૂલ, પ્લાસ્ટિક ____________________

(૪) ઝાંઝર, પગ ____________________

(૫) વૃક્ષ, મેદાન ____________________

## ૪. તમને ગમતા વૃક્ષ વિશે સાત-આઠ વાક્યો લખો :

## ૫. કાવ્યપંક્તિ પૂર્ણ કરો :

મીઠો મીઠો બહુ જ .......................... હૂંફનું નામ.

## ૬. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) ખુશી ________ (૨) સવાર ________ (૩) જવાબ ________

(૪) તકલીફ ________ (૫) આબરૂ ________ (૬) રાત ________

## ૭. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) અંદર × ________ (૨) દૂર × ________ (૩) છીછરું × ________

(૪) ઊંઘવું × ________ (૫) જવું × ________ (૬) નીચે × ________

## ૮. નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી વાક્યપ્રયોગ કરો :

(૧) રસ્તો ન દેખાવો (૨) આંખ વાળી લેવી (૩) આંખ ફરી જવી

(૪) આંખ બતાવવી

## ૯. નીચેનો ફકરો તમારી નોટબુકમાં સુંદર અક્ષરે લખો :

ડાઘિયાને જોતાં જ લાખાની આંખ ફરી ગઈ. 'અરે રામ ! આ કૂતરાએ મારી શાખ ઉપર પાણી ફેરવ્યું ! એ નાસી આવ્યો ! હું શું મોં બતાવીશ ?' ડાઘિયો લાડથી પાસે આવવા જાય છે, ત્યાં લાખાએ આંખ બતાવી એને ફિટકાર આપ્યો અને મોં ફેરવી લીધું.

## ૧૦. નીચેના શબ્દો શબ્દકોશના ક્રમમાં લખો :

ઘારી, ગરીબ, વિદાય, કૂતરું, ડુંગર

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________ (૫) ________



# પ. ઉખાણાં



(૧) સવારે આવે, સાંજે જાય,
કોઈ ન જાણે ક્યાં સંતાય. ?



(૨) એક પાન બીજું પાન, પાનની અંદર પાન,
લીલાં-ધોળાં પાંદડાં, શું છે મારું નામ ?



(૩) બે સગા ભાઈ, અડઅડ કહેતાં અડે નહિ,
અડીશ મા, અડીશ મા કહીએ તો અડે.

(૪) શરીર નહિ પણ જન્મે ખરી,
મોં નહિ પણ કરે અવાજ,
જન્મી એવી ઝટ મરે,
ચતુર કરો વિચાર.



(૫) આમ જાઉં, તેમ જાઉં, જ્યાં જાઓ ત્યાં સાથે જાઉં,
નાનો થાઉં, મોટો થાઉં, ઊંઘી જાઓ તો સંતાઈ જાઉં.



(૬) રહે વૃક્ષ પર, પણ પક્ષી નથી,
ભરેલું છે જળ, પણ ઘડો નથી,
માથે છે જટા પણ, જોગી નથી,
છે ત્રિનેત્ર પણ શંકર નથી.

(૭) દુનિયા આખી ઘરમાં આવે,
કામ ફટાફટ કરતું,
જ્ઞાનની સૌ બારીઓ ખુલ્લી,
એક જ ક્લિકમાં કરતું.





(૮) હાલે છે પણ જીવ નથી, ચાલે છે પણ પગ નથી,
બેઠક છે પણ બાજઠ નથી, ખવાય છે પણ ખૂટતો નથી.

- **ઉખાણાંને ઓળખી આપેલ ક્રમ સામે સાચો ઉત્તર લખો :**

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________

(૫) ________ (૬) ________ (૭) ________ (૮) ________

## શબ્દસમજૂતી

**અડીશ મા** અડકીશ નહિ **ઝટ** ઝડપથી **જળ** પાણી **જટા** અવ્યવસ્થિત લાંબાવાળ **ત્રિનેત્ર** ત્રણ આંખ **બાજઠ** ચાર પાયાવાળું એક જાતનું આસન

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) સવારે આવીને, સાંજે કોણ સંતાઈ જાય છે ?

(૨) કવિએ કોબીની શી ઓળખ આપી છે ?

(૩) મોં ન હોવા છતાં કોણ અવાજ કરે છે ?

(૪) જટા હોવા છતાં જોગી કોણ નથી ?

(૫) જ્ઞાનની બારીઓ કોણ ખોલે છે ?

૨. અન્ય ઉખાણાં શોધીને લખો.

૩. નીચેના કોષ્ટકમાંથી ઉખાણાંના જવાબની ફરતે ⬭ કરો :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રી | હો | લો | સો | લ | કો | ય | લ |
| ક | ઠ | બે | ભેં | યો | બી | ગા | ડી |
| બ | ઊં | સ | છા | લ | જ | ર | સૂ |
| હીં | ટ | ડ | ભૂં | બા | યે | ટ | પ |
| ચ | પ | ટી | ગ | ળિ | ળ | મ્પ્યૂ | ડી |
| કો | પો | મે | ના | રં | ગી | ક | સી |

૪. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

(૧) પાન ________ (૨) મોં ________ (૩) સંતાવું ________

(૪) વૃક્ષ ________ (૫) પગ ________ (૬) દુનિયા ________

૫. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) જ્ઞાન × ________ (૨) જન્મ × ________ (૩) ચતુર × ________

(૪) નાનો × ________ (૫) ઉત્તર × ________ (૬) ઊંઘવું × ________

૬. નીચેના શબ્દસમૂહો માટે એક શબ્દ આપો :

(૧) ઉનાળાની સખત ગરમ હવા : ________

(૨) ત્રણ આંખવાળું : ________

(૩) ચાર પાયાવાળું એક જાતનું આસન : ________

૭. ઉદાહરણ મુજબ કેવો, કેવી, કેવું શબ્દ લખો :

ઉદાહરણ : પંખો - કેવો

(૧) કેરી ________ (૨) કાંટો ________ (૩) કમ્પ્યૂટર ________

(૪) જીભ ________ (૫) ચાંદો ________ (૬) નારિયેળ ________

## ૮. આડાઅવળા અક્ષરને ક્રમમાં ગોઠવી શબ્દ બનાવો :

**ઉદાહરણ :** ફફટાટ - ફટાફટ

(૧) શરરી ________ (૨) અજવા ________

(૩) કશંર ________ (૪) જબાઠ ________

## ૯. નીચેના શબ્દો શબ્દકોશના ક્રમમાં લખો :

બકરી, ગોખલો, પાંદડું, સૂરજ

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________

### પ્રવૃત્તિ

- ઉખાણાં અંક તૈયાર કરો.



# ૬. રાતાં ફૂલ

ઝવેરચંદ મેઘાણી

એક ઝાડ માથે ઝૂમખડું,<br>
ઝૂમખડે રાતાં ફૂલ<br>
ભમર રે રંગ ડોલરિયો.

એક ડાળ માથે પોપટડો,<br>
પોપટડે રાતી ચાંચ<br>
ભમર રે રંગ ડોલરિયો.

એક પાળ માથે પારેવડું,<br>
પારેવડે રાતી આંખ<br>
ભમર રે રંગ ડોલરિયો.

એક મો'લ માથે મરઘલડો,<br>
મરઘલડે માંજર લાલ<br>
ભમર રે રંગ ડોલરિયો.

એક નાર માથે ચૂંદલડી,<br>
ચૂંદડીએ રાતી ભાત્ય<br>
ભમર રે રંગ ડોલરિયો.



એક માત-કાખે બાળકડું,<br>
બાળકડે રાતા ગાલ<br>
ભમર રે રંગ ડોલરિયો.

એક બે'ન માથે સેંથલિયો,<br>
સેંથલિયે લાલ હિંગોળ<br>
ભમર રે રંગ ડોલરિયો.

એક ગોખ માથે ભાભલડી,
ભાભજના રાતા દાંત
ભમર રે રંગ ડોલરિયો.

એક પા'ડ માથે પાવળિયો,
પાવળિયે લાલ સિંદોર
ભમર રે રંગ ડોલરિયો.

એક આભ માથે ચાંદરડું,
ચાંદરડે રાતાં તેજ
ભમર રે રંગ ડોલરિયો.

એક સિંધુ-પાળે સાંજલડી,
સાંજલડી રાતાં હોજ
ભમર રે રંગ ડોલરિયો.



## શબ્દસમજૂતી

**મરઘલડો** મરઘો **ડોલરિયો** એક જાતના ફૂલછોડ **ઝૂમખડું** ઝૂમખું **મો'લ** મહેલ **માંજર** મરઘાના માથા પરની કલગી **કાંખે** કેડે **હિંગોળ** હિંગળો, રાતા રંગનો પદાર્થ **ગોખ** ઝરૂખો, ગોખલો **ભાભલડી** ભાભી **પાવળિયો** પાળિયો **સિંધુ** સમુદ્ર

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) ઝૂમખડું કયા રંગનું છે ?

(૨) આંખ કોની રાતી છે ?

(૩) મરઘલડાની માંજર હોય, તો મોરને શું હોય ?

(૪) ચાંદરડે શું રેલાય છે ?

(૫) ચંદ્ર અને સૂરજમાં શો ફેર છે ?

૨. તમને ગમતા પક્ષી વિશે ચાર વાક્યો લખો.

૩. નીચેની કાવ્યપંક્તિઓ પૂર્ણ કરો :

(૧) એક નાર ....................

.................... ડોલરિયો.

(૨) એક આભ ....................

.................... ડોલરિયો.

૪. સૂચના મુજબ કરો :

- નમૂના મુજબ શબ્દજોડ બનાવો :

(૧) **ડાળ - પોપટડો** (૨) ગોખ ______ (૩) પાળ ______

(૪) નાર ______ (૫) આભ ______ (૬) મોલ ______

- અંતે 'યો' આવે તેવા શબ્દો લખો :

(૧) ડોલરિયો (૨) ______ (૩) ______

(૪) ______ (૫) ______ (૬) ______

- શબ્દજોડ બનાવો :

(૧) કૂતરો - કૂતરી (૨) કબૂતર ______

(૩) બકરો ______ (૪) ______ મરઘી

(૫) ______ દેડકી (૬) છોકરો ______

- લાલ રંગની કોઈ પણ છ વસ્તુનાં નામ લખો :

(૧) ______ (૨) ______ (૩) ______

(૪) ______ (૫) ______ (૬) ______

- લીલા રંગની છ વસ્તુનાં નામ લખો :

(૧) ______ (૨) ______ (૩) ______

(૪) ______ (૫) ______ (૬) ______

**૫. કૌંસમાં આપેલા શબ્દો શબ્દકોષ્ટકમાંથી શોધી તેના પર ⬭ કરો :**

(પારેવડું, ભાભલડી, ચૂંદલડી)

| ભા | ભ | લ | ડી | યો | કો |
|---|---|---|---|---|---|
| વા | મા | ન | રિ | ડું | ચૂં |
| સા | ના | લ | વ | ના | દ |
| જા | કો | રે | ણ | સા | લ |
| મે | પા | તા | ખે | જે | ડી |

## પ્રવૃત્તિ

- પુસ્તક, સામયિક અને છાપાંઓની પૂર્તિમાંથી પક્ષીઓ વિશેનાં લખાણો વાંચો.



# ૭. કલાકારની ભૂલ



મૂર્તિઓ બનાવનાર એક શિલ્પી હતો. એનું નામ તુલમોહન હતું. લોકો એને મોહન કહીને જ બોલાવતા હતા. મોહન અદ્‌ભુત અને આબેહૂબ મૂર્તિઓ બનાવતો. તે મૂર્તિઓ જોઈને ભલભલા દંગ રહી જતા. એક વખત તેણે પોતાના એક મિત્રની મૂર્તિ બનાવેલી. મિત્રની મૂર્તિ જોઈને શિલ્પીના મામાએ મીઠાઈ અપાવવા માટે, મિત્રને બજારમાં લઈ જવા કેટલોય આગ્રહ કર્યો, પણ કંઈ મૂર્તિ ચાલે ખરી ? આખરે મામાને જાણ થઈ કે આ તો પથ્થરની પ્રાણ વગરની મૂર્તિ છે.

મોહને એક વખત ઘરના દ્વાર પાસે ચોકીદારની મૂર્તિ બનાવી મૂકી દીધી. એ મૂર્તિને જોઈને મોહનને ત્યાં ચોરી કરવા આવેલા ચોર ભાગી ગયા હતા.

મોહને ઘણા લાંબા સમય સુધી મૂર્તિઓ બનાવ્યા કરી. આખરે સમય જતાં એ વૃદ્ધ થવા લાગ્યો. એ વિચારવા લાગ્યો કે હવે ગમે ત્યારે મૃત્યુ આવશે, મરવું પડશે. મારે કોઈ એવું કાર્ય કરી જવું જોઈએ કે લોકો મને વર્ષો સુધી ન ભૂલે. વિચાર કરતાં કરતાં તેણે પોતાનાં રૂપ, રંગ અને આકાર ધરાવતી દસ મૂર્તિઓ બનાવી. ધારી ધારીને બરાબર જોઈએ તોપણ મૂર્તિઓમાં અને મોહનમાં કોઈ તફાવત ખ્યાલમાં ન આવે તેવી કળા એની પાસે હતી.

એક દિવસ મોહનને રાત્રે સ્વપ્ન આવ્યું કે કાલે તેનું મૃત્યુ થવાનું છે. તેણે એક તરકીબ વિચારી કાઢી. એ બીજે દિવસે પોતાની બનાવેલી મૂર્તિઓની વચમાં ઊભો રહી ગયો. મોહનને લઈ આવવા યમરાજે પોતાના દૂતને મોકલ્યો. દૂત મોહનના ઘરે આવ્યો. જોયું તો એકસાથે અગિયાર મોહન ઊભા છે, દૂતને નવાઈ લાગી ! એ સાચા મોહનને ઓળખી શક્યો નહિ, એટલે ખાલી હાથે યમરાજની પાસે ગયો. યમરાજને બધી વાત કરી. દૂતને ખાલી હાથે પાછો આવેલો જોઈને યમરાજ ગુસ્સે થયા. યમરાજે કહ્યું, ''મૂર્ખ, મોહન એક જ છે, પણ એ બુદ્ધિશાળી કલાકાર છે અને તું એનાથી બની ગયો છે; આપણે દેવતા છીએ. થોડીક બુદ્ધિ ચલાવ, એટલે જીવતો મોહન પકડાઈ જશે. એનું આયુષ્ય પૂરું થઈ ગયું છે એટલે એને જીવતો રાખવાનો નથી.''

દૂત તો પાછો ચાલ્યો. મોહને દૂતનાં પગલાંનો અવાજ સાંભળ્યો. પાછો એ મૂર્તિઓની વચ્ચે જઈને ઊભો રહી ગયો. દૂત આ વખતે એક પછી એક મૂર્તિને શાંતિથી જોવા લાગ્યો. એ જાણતો હતો કે આમાં એક તો જીવતો મોહન છે જ. જોકે બધી મૂર્તિઓ પણ જીવંત જ લાગતી હતી. મોહન પણ આંખ પટપટાવતો ન હતો. દૂત સાવ ધીમેથી બોલ્યો, ''ભાઈ, મોહન તું ચતુર છો, કલાકાર છો. મૂર્તિઓ સર્જવામાં નિષ્ણાત છો, પણ મૂર્તિમાં એક ભૂલ રહી ગઈ છે. જો એ ભૂલ ન હોય તો તારી બધી મૂર્તિઓ જીવંત લાગત, પણ એ ભૂલને લીધે આ મૂર્તિઓની કિંમત સાવ તુચ્છ છે.''

મોહન આ વાત સાંભળીને રહી શક્યો નહિ. એ એકદમ બોલી ઊઠ્યો, ''શી ભૂલ છે ?''

દૂતે તરત જ મોહનને પકડી લીધો અને કહ્યું, ''બસ, આ એક જ ભૂલ છે.'' અને દેવદૂત મોહનને પકડીને લઈ ગયો.

## શબ્દસમજૂતી

**કલાકાર** કલાનું સર્જન કરનાર **શિલ્પી** મૂર્તિઓ બનાવનાર **આબેહૂબ** હૂબહૂ, તાદૃશ **દ્વાર** બારણું **તફાવત** ભેદ, જુદાઈ **તરકીબ** યુક્તિ **યમરાજ** મૃત્યુનો દેવ **ખાલી હાથે** કશું લીધા સિવાય **દેવતા** દેવ **નિષ્ણાત** નિપુણ, હોશિયાર **તુચ્છ** નજીવું, માલ વગરનું

## રૂઢિપ્રયોગ

**બની જવું** છેતરાઈ જવું

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) મોહન કેવી મૂર્તિઓ બનાવતો હતો ?

(૨) મોહનને દૂત કેમ ઓળખી ન શક્યો ?

(૩) ચોકીદારની મૂર્તિ જોઈને ચોર શા માટે ભાગી ગયા ?

(૪) મોહનને શું સ્વપ્ન આવ્યું ?

**૨. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) યમરાજે દૂતને શું કહ્યું હતું ?

(૨) વૃદ્ધ થતાં મોહને શું વિચાર્યું ?

(૩) મોહન કેવી રીતે પકડાઈ ગયો ?

**૩. કલાકાર મોહન વિશે ચાર વાક્યો લખો.**

**૪. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

(૧) દ્વાર ______ (૨) વૃદ્ધ ______ (૩) યુક્તિ ______

(૪) ચતુર ______ (૫) તુચ્છ ______ (૬) આંખ ______

## ૫. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) મરેલું × ______ (૨) યુવાન × ______ (૩) અશાંતિ × ______

(૪) મૂર્ખ × ______ (૫) ઝડપી × ______ (૬) આવવું × ______

## ૬. નમૂના પ્રમાણેના શબ્દો ખાલી જગ્યામાં લખો :

**ઉદાહરણ :** પગાર - પગારદાર

(૧) ચોકી ______ (૨) કામ ______

(૩) ધાર ______ (૪) દુકાન ______

## ૭. નીચેની શબ્દ-રમતમાંથી પાઠમાં આવતા પાંચ શબ્દો શોધો અને વાક્ય બનાવો :

| ખે | ત | ચો | પા | ટ |
|---|---|---|---|---|
| ચ | તુ | ર | ત | બ |
| ભ | ભૂ | દૂ | કી | રા |
| ર | વ | લ | ટ | બ |
| દે | ક | લા | કા | ર |

**ઉદાહરણ :** બરાબર - તું કહે એ બરાબર.

(૧) ______ ______

(૨) ______ ______

(૩) ______ ______

(૪) ______ ______

(૫) ______ ______

## ૮. તમારા વિચાર લખો :

(૧) હું શિલ્પી હોઉં તો ______

______

______

______

(૨) મારે બનવું છે, ______

______

______

______

## ૯. તો તમે શું કરો ?

(૧) દૂતની જગ્યાએ તમને મોકલવામાં આવે તો ?

(૨) મોહનની જગ્યાએ તમે ઊભા હો તો ?

### પ્રવૃત્તિ

- તમારા વિસ્તારમાં આવેલાં શિલ્પ-સ્થાપત્યો અને શિલ્પકારોની મુલાકાત લો.



## પુનરાવર્તન ૨

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) જ્ઞાનની બારીઓ કોણ ખોલે છે ?

(૨) આંખ કોની રાતી છે.

(૩) મોહનને શું સ્વપ્ન આવ્યું ?

**૨. કલાકાર મોહન વિશે પાંચ-છ વાક્યો લખો :**

**૩. ગમે તે બે ઉખાણાં લખો :**

**૪. ચિત્રો જોઈને વાર્તા લખો :**



- **ઉપરની તમે બનાવેલી વાર્તા પરથી ત્રણ પ્રશ્નો બનાવો અને તેના ઉત્તર તમારા મિત્રને પૂછો.**

(૧) ____________________

(૨) ____________________

(૩) ____________________

**૫. નીચે આપેલી કહેવતનો અર્થ જાણો અને એના જેવી બીજી કહેવતો શોધીને લખો :**

- જેવું વાવો, તેવું લણો. ____________________
- અર્થ : ____________________

(૧) ____________________

(૨) ____________________

(૩) ____________________

(૪) ____________________

**૬. તમારા વિસ્તારનું એક લોકગીત લખો :**

## ૭. નીચેના દરેક શબ્દ ઉપરથી દર્શાવ્યા પ્રમાણે શબ્દો બનાવો :

**ઉદાહરણ :** ઉમરગામ - રમ, ઉર, ગામ, મર, ગાઉ

- અમદાવાદ ____________________
- વાતાવરણ ____________________
- નગરપાલિકા ____________________
- જામનગર ____________________

## ૮. શબ્દકોઠો પૂરો :



| આડી ચાવી | ઊભી ચાવી |
|---|---|
| (૧) પાણીમાં રહેનાર એક સજીવ | (૧) બાગકામ કરનાર |
| (૩) માણસો | (૨) રાષ્ટ્રધ્વજના નીચેના પટ્ટાનો રંગ |
| (૫) શંકર-પાર્વતીના પુત્રનું નામ | (૪) દાતણ-બ્રશ કર્યા પછી પાણીથી મોં ધોવાની ક્રિયા |
| (૭) પંખીનું રહેઠાણ | (૬) કપાળ ઉપર કંકુથી કરાતું ટીલું |
| (૮) આપણું રાષ્ટ્રીય ફૂલ | (૭) માનવી, માનવ |
| (૯) દંડ | |

**૯. લીટી દોરેલ પદની જગ્યાએ કૌંસમાં આપેલો શબ્દ વાપરી વાક્ય ફરીથી લખો :**

(૧) <u>રમેશ</u> બેઠો બેઠો વાંચતો હતો. (રેખા)

(૨) ઝાડ પર <u>પંખી</u> બેઠું હતું. (કાગડો)

(૩) <u>ઘડો</u> પાણીથી ભરેલો હશે. (તગારું)

(૪) <u>છોકરો</u> ઊભો ઊભો ગાતો હતો. (છોકરા)

(૫) <u>વિદ્યાર્થીઓ</u> દરરોજ લેસન કરે છે. (હું)



# ૮. પત્ર લખવાની મજા !

ઈશ્વર પરમાર



મારું નામ રેશમા કિરીટભાઈ ચૌહાણ. ગામ કરમપુર. અમારા ગામના પાદરમાં એક વડલો છે. વડલાની પાસે જ અમારી નિશાળ છે. અમારા વર્ગશિક્ષક અશોકભાઈ સોમપુરા છે. તેઓ અમને ખૂબ પ્રેમથી ભણાવે, હસતાં-હસાવતાં શીખવે. ધમકાવે કે મારે નહિ. નિશાળમાં અમને મજા પડે. અમારા સાહેબ અમને વર્ગમાં જ વહાલ કરે એવું નહિ, વર્ગની બહાર કે રિસેસમાં અમારી સાથે વાતો કરે. નિશાળની બહાર મળી જાય તો 'મજામાં ?' એમ કહીને હાથ ઊંચો કરે. આવા પ્રેમાળ શિક્ષક પાસે જૂન મહિનાથી ભણતાં ભણતાં ક્યારે ઑક્ટોબર મહિનો આવી ગયો તેની ખબર પણ ન પડી.

વૅકેશન જાહેર થયું. અમે બધાં રાજી થતાં નિશાળેથી ઘર તરફ જતાં હતાં, ત્યાં પાછળથી આવતા અશોકભાઈ અમારી સાથે થઈ ગયા અને વડલાની છાયામાં અમારી વચ્ચે ઊભા. અશોકભાઈ કહે, 'બાલદોસ્તો, વૅકેશનમાં  શું કરશો ?'

અમે કહ્યું , 'નવાં નવાં કપડાં પહેરીશું, ફરવા જઈશું અને દિવાળીની મીઠાઈઓ ખાઈને મોજ કરીશું.'




યશ બોલ્યો, ‘સાહેબ, તમે તો અમને ભૂલી જશો, પણ અમે તમને નહિ ભૂલીએ હોં ?’

અશોકભાઈ કહે, ‘ના રે ના, તમને તે કાંઈ ભૂલી જવાય ? હું તમને બધાંને પત્ર લખીશ.’

વસંત કહે, ‘સાહેબ, પત્ર કેવી રીતે લખાય ? અમને શિખવાડો ને !’

અશોકભાઈ કહે, ‘મારો પત્ર આવે તે વાંચજો, સમજાઈ જશે.’

ખરેખર, અશોકભાઈએ લખેલો પત્ર ગઈકાલે જ મને ટપાલીએ આપ્યો. અમારા વર્ગના મોટા ભાગના વિદ્યાર્થીઓએ પત્ર વાંચ્યો. વારંવાર વાંચ્યો. આ રહ્યો એ પત્ર :

અશોકભાઈ બી. સોમપુરા
બી / ૨૬, અંબિકા સોસાયટી,
મુ. વીરનગર, જિ. વડોદરા
તા. ૨૦/૧૦/૨૦૧૩

પ્રિય બાળકો,

તમે બધાં મજામાં હશો. હું પણ મારા પરિવાર સાથે ખુશખુશાલ છું. દિવાળીની રજાઓમાં

ખાવાપીવાની, રમવાની ને ફરવા જવાની મજા પડી ગઈ હશે ખરું ને ? મને તમારી બહુ યાદ આવે છે. તમે બધાં મને પૂછતાં હતાં ને કે પત્ર કેવી રીતે લખાય ?

જુઓ, પત્ર લખનારે પોતાનાં નામ, સરનામું તથા તારીખ પત્રના મથાળે જમણી બાજુએ લખવાં. આપણે જેમને પત્ર લખતાં હોઈએ તેમને યોગ્ય સંબોધન કરવું. આપણાથી મોટા હોય તેમને 'પૂજ્ય' કે 'આદરણીય' અને મિત્ર કે સરખી ઉંમરની વ્યક્તિ માટે 'પ્રિય' કે 'સ્નેહી' એવું લખી શકાય. સંબોધન પછીની અલગ લીટીમાં યોગ્ય વિવેકવચન લખવું. જેમકે વડીલો માટે 'સાદર પ્રણામ' અને મિત્રો માટે 'સ્નેહભરી યાદ' લખી શકાય. આ પછી ફકરો પાડીને જે કારણસર પત્ર લખ્યો હોય તે વિશે લખવું. પત્રના અંત ભાગમાં વિદાયવચન લખવાનું હોય છે. જેમ કે, 'લિ. સ્નેહાધીન રેશમાના નમસ્કાર.' આમ, અહીં પત્ર પૂરો થયો કહેવાય. તે પછી પરબીડિયા કે કવર પર પત્ર મેળવનારનું પૂરાં નામ-સરનામું, પિનકોડ નંબર સહિત લખવાં જોઈએ. તેની બીજી બાજુએ પત્ર લખનારનાં નામ-સરનામું હોય.

બાલદોસ્તો, પત્રલેખનમાં બીજી પણ કેટલીક કાળજી રાખીએ તો આપણે લખેલ પત્ર બીજાને વાંચવાની મજા આવે, વાંચો.

- લખાણના બધા જ અક્ષરો મરોડદાર, વ્યવસ્થિત અને યોગ્ય રીતે લખાયેલા હોય.
- બધા જ અક્ષરો અને શબ્દો આડીસીધી લીટીમાં લખેલા હોય.
- બે અક્ષર વચ્ચે, બે શબ્દ વચ્ચે તેમજ બે લીટી વચ્ચે યોગ્ય અને એકસરખું અંતર રાખેલું હોય.
- અક્ષરો ઘૂંટેલા, જાડાપાતળા ન હોય કે લખાણમાં છેકછાક ન હોય.
- અક્ષરોનો વળાંક એકસરખો જ હોય.
- વિરામચિહ્નોનો યોગ્ય ઉપયોગ થયો હોય.

- લેખનમાં ભાષાકીય ભૂલો ન હોય.
- પત્રમાં પોતાના વિચારોને સ્પષ્ટ અને સરળ રીતે રજૂ કરેલા હોય.

મારો આ પત્ર વાંચીને તમે પણ મને પત્ર લખજો. વૅકેશનમાં તમે કઈ કઈ પ્રવૃત્તિઓ કરી તે વિશે તો ખાસ લખજો. જે વિદ્યાર્થીઓના પત્રો મને મળશે, તે બધા જ પત્રો વૅકેશન પછી હું નિશાળમાં લઈ આવીશ.

અત્યારે વિજ્ઞાનયુગમાં મોબાઇલ, કમ્પ્યૂટર અને ઇ-મેઇલનો વપરાશ ખૂબ વધી ગયો છે. જેથી

પત્રો ખૂબ ઓછા લખાય છે, છતાંય ખુલ્લા મને મોકળાશથી પત્ર લખવાની અને આવા પત્રો વાંચવાની મજા તો કાંઈ ઑર જ હોય છે ! તમારા વડીલોને મારાં વંદન કહેજો. તમે સદાય આનંદમાં રહો તેવી શુભેચ્છા પાઠવું છું.

લિ.

**અશોક સોમપુરાના આશિષ**

## શબ્દસમજૂતી

**સંબોધન** બોલાવવા વપરાતો શબ્દ-સાદર આદર (માન) સાથે **પિનકોડ** પોસ્ટલ ઇન્ડેક્સ નંબર, જે છ અંકનો હોય છે. **ભાષાકીય ભૂલો** ભાષાને લગતી ભૂલો **મોકળાશથી** ખુલ્લા મનથી, સંકોચ રાખ્યા વિના **લિ.** લિખિતંગ (પત્ર લખનાર)

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) અશોકભાઈ બાળકોને કેવી રીતે શીખવે છે ?

(૨) દિવાળીમાં શું ખાઈને મોજ કરવાની છે ?

(૩) વડીલને કયા શબ્દોથી સંબોધન થાય છે ?

(૪) પત્રના અંતે શું લખાય છે ?

**૨. પત્રલેખનમાં શી શી કાળજી લેવી જોઈએ ?**

**૩. તમારા ઘરે આવેલ જૂનો પત્ર વર્ગમાં લઈ આવો, પછી નીચે આપેલા પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) પત્ર કોણે લખ્યો છે ?

(૨) પત્ર પર કયું સરનામું છે ?

(૩) પત્ર પર કઈ તારીખ લખેલી છે ?

(૪) પત્ર પર પોસ્ટ-ઑફિસનો સિક્કો અને તારીખ વંચાય તો લખો.

**૪. નીચેના દરેક શબ્દ વિશે એક-બે વાક્યો લખો :**

(૧) ટપાલી : ______________________

(૨) કમ્પ્યૂટર : ______________________

(૩) મોબાઇલ : ______________________

(૪) ટપાલપેટી : ______________________

(૫) કબૂતર :

**૫. નીચેનાં વાક્યો કોણ બોલે છે તે લખો. વાક્યોનું અનુલેખન કરો :**

(૧) 'સાહેબ, પત્ર કેવી રીતે લખાય ?'

(૨) 'બાલદોસ્તો, વૅકેશનમાં શું કરશો ?'

(૩) 'મને તમારી બહુ યાદ આવે છે.'

**૬. પોસ્ટ-ઑફિસની મુલાકાત લો. ત્યાં શું-શું મળે છે ? દરેકની કિંમત કેટલી છે ? નોંધ કરો.**

### પ્રવૃત્તિ

- જૂના લખાયેલા વિવિધ પ્રકારના શુભેચ્છા પત્રો, ક્રિસમસ કાર્ડ્સ, ઈદ કાર્ડ્સ, કંકોત્રીઓ ભેગાં કરો. મનપસંદ કંકોત્રી, કાર્ડ્સ વર્ગમાં લાવી મિત્રોને બતાવો. શિક્ષક સાથે ચર્ચા કરો. નવું કાર્ડ તૈયાર કરો.



# ૯. હું તો પૂછું

- સુન્દરમ્





હું તો પૂછું કે મોરલાની પીંછીમાં રંગ-રંગવાળી
આ ટીલડી કોણે જડી ?
વળી પૂછું કે મીંદડીની માંજરી-શી આંખમાં
ચકચકતી કીકીઓ કોણે મઢી ?
હું તો પૂછું કે આંબલાની ટોચે જ્યાં હાથ ના પહોંચે
ત્યાં કૂંપળો કોણે કરી ?
વળી પૂછું કે ગાવડીના પેટે આ દૂધ કેરી ધોળી
મીઠી ધાર કોણે ભરી ?
હું તો પૂછું કે ચાંદાની થાળીમાં બકરી ને ડોસીની
ઝૂંપડી કોણે મઢી ?
વળી પૂછું કે આભની હથેળીમાં સૂરજની ભમતી
ભમરડી આ કોણે કરી ?
હું તો પૂછું કે પોપચે મઢેલી આ દશ દિશ દેખંતી
આંખ મારી કોણે કરી ?
વળી પૂછું કે નવલખ તારે મઢેલી આ
આભલાની ચૂંદડી કોણે કરી ?





## શબ્દસમજૂતી

**જડી** (અહીં) સજ્જડ બેસાડી **મીંદડી** મીનડી, બિલાડી **માંજરી** ભૂરી કીકીવાળી **ચકચકતી** ચળકતી **કીકી** આંખમાં દેખાતો ગોળ એક નાજુક અવયવ **કૂંપળો** નવાં તાજાં ફૂટેલાં પાન **ગાવડી** ગાય **દશ દિશ** દશ દિશા (પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ આ ચાર દિશા; ઈશાન, અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય આ ચાર ખૂણા અને આકાશ, પાતાળ સાથે કુલ દસ દિશા) **દેખંતી** જોતી **મઢી** (અહીં) લપેટીને કે આવરીને જડી દીધી **નવલખ** નવ લાખ કે અગણિત

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) મોરલાની પીંછીમાં શું જડેલું છે ?

(૨) કવિનો હાથ ક્યાં પહોંચતો નથી ?

(૩) ચાંદાની થાળીમાં કોની ઝૂંપડી મઢેલી છે ?

(૪) કવિ આંખ વિશે શું વિચારે છે ?

(૫) કવિ આભલાની ચૂંદડી કોને કહે છે ?

**૨. ઉદાહરણ મુજબ વાક્ય બનાવો :**

**ઉદાહરણ : ધરતી**

**વાક્ય :** બધાંને લીલીછમ ધરતી જોઈને આનંદ થયો.

(૧) પેન્સિલ

**વાક્ય :** ____________________

(૨) રબર

**વાક્ય :** ____________________

(૩) ગાય

**વાક્ય :** ____________________

(૪) સૂરજ

**વાક્ય :** ____________________

(૫) ઝાડ

**વાક્ય :** ____________________

**૩. નીચેની કાવ્ય-પંક્તિઓ પૂર્ણ કરીને લખો :**

(ક) હું તો પૂછું કે મોરલાની ..........................................

..........................................

..........................................

.......................................... કીકીઓ કોણે મઢી ?

(ખ) હું તો પૂછું કે પોપચે મઢેલી ..........................................

..........................................

..........................................

.......................................... ચૂંદડી કોણે કરી ?

**૪. નીચેના શબ્દો માટે કાવ્યમાં કયા શબ્દો વપરાયા છે તે શોધીને લખો :**

| | | | | | |
|---|---|---|---|---|---|
| મોર | ______ | ગાય | ______ | આભ | ______ |
| આંબો | ______ | બિલ્લી | ______ | ચંદ્ર | ______ |

**૫. કવિતામાંથી શોધીને ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો લખો :**

**ઉદાહરણ : માંજરી - આંખ**

| | | | |
|---|---|---|---|
| કીકી | ______ | દિશા | ______ |
| ધાર | ______ | તારા | ______ |
| ભમરડી | ______ | ટીલડી | ______ |

**૬. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

દૂધ, આંખ, થાળી, આભ, રંગ

(૧) ______ (૨) ______ (૩) ______ (૪) ______ (૫) ______

### પ્રવૃત્તિ

- માત્ર ઈશ્વર જ સર્જન કરી શકે તેવી વસ્તુઓની યાદી મિત્રોની સાથે ચર્ચા કરીને લખો.



# ૧૦. મૂરખના સરદારો

**જ્યોતીન્દ્ર હ. દવે**

એક દિવસ અકબરે બીરબલને પૂછ્યું, ''મને એવો વિચાર આવ્યો કે ચતુર માણસો તો મેં બહુ જોયા છે, પણ મૂરખાઓ બહુ ઓછા જોયા છે. હોશિયાર માણસોને તો એ બોલે-ચાલે તે પરથી પકડી શકાય, પણ મૂરખાઓને ઓળખવા શી રીતે ?''

''એમાં શું અઘરું છે, નામદાર ? મૂરખાઓને પણ એમના બોલવા-ચાલવા પરથી ઓળખી શકાય.'' બીરબલે જવાબ દીધો.

''હા, એ ખરું છે,'' અકબરે કહ્યું. પછી કંઈ વિચાર આવતાં એ બોલ્યો, ''એક કામ કર.''

''શું નામદાર ?''

''મારે મૂરખાઓને જોવા છે. અઠવાડિયાની અંદર તું છ મૂરખના સરદારોને લાવી હાજર કર !''

''જેવો હુકમ, નામદાર !'' બીરબલે કહ્યું, ને પછી બીજી થોડી ઘણી વાતચીત કરી રજા લીધી.

બીરબલ અનેક માણસોના સંપર્કમાં આવ્યો હતો. એમાં કેટલાક મૂરખાઓ પણ હતા. પણ એમાંનો કોઈ મૂરખનો સરદાર કહી શકાય એવો નહોતો. એણે શહેરમાં મૂરખના સરદારોની શોધમાં ફરવા માંડ્યું.



એક દિવસ એક ઘોડેસવાર માથા પર ઘાસનો ભારો લઈને જતો એને રસ્તામાં મળ્યો. એને ઊભો રાખીને પૂછ્યું, ‘‘ભલા માણસ, તમે આ ઘાસનો ભારો માથે કેમ મૂક્યો છે ?’’

‘‘હાથથી ઘોડાની લગામ ઝાલી છે, એટલે બગલમાં રાખી શકાય એમ નથી. તેથી માથે મૂક્યો છે.’’ ઘોડેસવારે જવાબ દીધો.

‘‘પણ ઘોડા પર મૂકતાં શું થતું હતું ?’’ બીરબલે પૂછ્યું.

‘‘ઘોડા પર ? જોતા નથી કે ઘોડો કેટલો નબળો છે ! મારો જ ભાર એ જેમતેમ ઊંચકી શકે છે તેમાં વળી ઘાસનો ભારો એના પર મૂકું તો એ બિચારો મરી ન જાય ?’’ ઘોડેસવારે કહ્યું.

બીરબલે એનાં નામઠામ પૂછીને લખી લીધાં અને પછી આગળ ચાલ્યો.

‘‘ભાઈ, મને બેઠો કરો. ભગવાન તમારું ભલું કરશે.’’ કાદવમાં પડેલા એક માણસે બૂમ મારીને કહ્યું. બીરબલે એની સામે જોયું.

બે હાથ પહોળા કરીને એ કાદવમાં પડ્યો હતો અને એની મેળે બેઠો થઈ શકે એમ હતું તોયે એ બેઠા થવાનો પ્રયત્ન નહોતો કરતો.

‘‘તમારી મેળે બેઠા થવાય તેમ નથી ?’’ બીરબલે પૂછ્યું.

‘‘ના.’’ પેલાએ જવાબ દીધો.

‘‘મારો હાથ ઝાલો;’’ કહી બીરબલે એને ટેકો આપવા પોતાનો હાથ લંબાવ્યો. પણ પેલા માણસે કહ્યું, ‘‘નહિ, નહિ, મારા હાથને અડકશો નહિ. મારી ચોટલી પકડીને મને બેઠો કરો.’’

‘‘કેમ ? તમારા હાથને કંઈ ઈજા થઈ છે ?’’ બીરબલે પૂછ્યું.

‘‘ના, ઈજા તો કશી નથી થઈ. પણ પહેલાં મને ચોટલી પકડીને ઊભો કરો, પછી કહું.’’ પેલા માણસે કહ્યું.

બીરબલે એને ચોટલી પકડીને ઊભો કર્યો. એ પછી પેલો માણસ બે હાથ પહોળા રાખીને ઊભો રહ્યો. તે જોઈ બીરબલે પૂછ્યું, ‘‘પણ તમે હાથ આમ કેમ રાખ્યા છે ?’’

‘‘ એ જ વાત છે ને !’’ પેલાએ જવાબ દીધો; ‘‘મારે સુથાર પાસે કબાટ કરાવવું છે. તેની પહોળાઈનું માપ લાવવા એણે મને કહ્યું હતું. અમારા ઘરનું જૂનું કબાટ માપી જોયું તો એ મારા બે હાથની પહોળાઈ જેટલું છે. એટલે એ માપ ભૂલી ન જવાય તે માટે બે હાથ પહોળા રાખી હું સુથારને

બતાવવા જતો હતો. રસ્તામાં ચાલતાં લપસી પડ્યો, પણ હાથ નીચા કરું તો માપ ભૂલી જવાય એટલે હાથ એમ ને એમ રાખી પડ્યો રહ્યો. આ તમે આવીને ઊભો કર્યો તો માપ બરાબર જળવાઈ રહ્યું.''

બીરબલે એનાં પણ નામઠામ પૂછીને લખી લીધાં.

આ બનાવ પછી બે-એક દિવસ રહીને બીરબલ બાદશાહ પાસે ગપ્પાં મારીને, રાતે ઘેર પાછો ફરતો હતો ત્યાં રસ્તામાં ફાનસ હેઠળ એણે એક માણસને કંઈ શોધતો દીઠો.

''શું શોધો છો ? કંઈ પડી ગયું છે ?'' બીરબલે પૂછ્યું.

''હા.'' પેલાએ ટૂંકો જવાબ આપ્યો.

''શું ?''

''સોનાની વીંટી.''

''લાવો, હુંયે શોધવા લાગું.'' કહી બીરબલે પણ વીંટીની શોધ માંડી. ત્યાંથી પસાર થતા માણસો પણ એ શોધમાં ભળ્યા.

''તમારી ખાતરી છે કે અહીં જ પડી હતી ?'' થોડી વારે ટોળામાંથી એક જણે પૂછ્યું.

''ના, અહીં નથી પડી.''

''ત્યારે ?''

''પડી ગઈ છે તો ત્યાં, દૂર -'' આઘે અંધારા ખૂણા તરફ આંગળી કરી એણે જવાબ દીધો.

''ત્યારે અહીં શા માટે શોધો છો ? એટલેથી ગબડીને થોડી અહીં સુધી આવે ?

''ત્યાં અંધારું બહુ છે અને અહીં દીવો છે, એટલે અજવાળે શોધી શકાય.'' પેલાએ જવાબ દીધો.

''મારો બેટો તદ્દન મૂરખ છે. આપણને નકામી મહેનત કરાવી.'' એમ તિરસ્કારથી કહીને વીંટી શોધવા ભેગા થયેલા લોકો ત્યાંથી ચાલી ગયા. બીરબલે એનાં નામઠામ લખી લીધાં.

બીજે દિવસે બીરબલ નદીકિનારે ફરતો હતો ત્યાં એણે એક માણસને રેતીના ઢગલામાં કંઈ શોધતો જોયો. ''શું શોધો છો, ભાઈ ?'' બીરબલે પૂછ્યું.

''હું નદીમાં નાહવા ગયો હતો ત્યારે મારી આંગળીએ હીરાની વીંટી હતી તે મેં અહીં રેતીમાં દાટી હતી. હવે તે જડતી નથી.'' પેલાએ કહ્યું.

''ક્યાં દાટી હતી તે બરાબર ખબર છે ?''

''હા, અહીં રેતીમાં - ઊંડો ખાડો પાડીને દાટી હતી.''

''પણ કંઈ નિશાની રાખી છે ?''

''હા, નિશાની રાખ્યા વગર તે કંઈ દાટું ખરો ?''

''શી નિશાની રાખી હતી ?''

''જ્યાં મેં વીંટી દાટી હતી ત્યાં બરાબર તેની ઉપર આકાશમાં ઊંટના જેવા દેખાવનું એક વાદળ હતું, પણ હવે એ વાદળુંયે દેખાતું નથી ને વીંટી પણ દેખાતી નથી.'' પેલાએ નિરાશ થઈ કહ્યું.

બીરબલે એનાં પણ નામઠામ પૂછીને લખી લીધાં.

અકબરે આપેલી મહેતલ પૂરી થઈ એટલે દરબારમાં જઈને ઉપર ગણાવેલ ચારેય જણાનાં નામઠામ આપી અકબરને એ સૌને બોલાવી મંગાવવા કહ્યું, ''આપે માગેલા મૂરખના સરદાર આ રહ્યા, નામદાર ?''

''પણ આ તો ચાર જ છે. મેં તને છ લાવવાનું કહ્યું હતું.'' અકબરે કહ્યું.

''નામદાર, છયે છ હાજર છે.'' બીરબલે જવાબ દીધો.

''આ તો ચાર દેખાય છે. બાકીના બે ક્યાં છે ?'' અકબરે પૂછ્યું.

''આ ચાર તો આપ નામદારે જોયા. પાંચમો હું.'' બીરબલે કહ્યું.

''તું ? તું મૂરખનો સરદાર ?'' અકબરે નવાઈ પામી પૂછ્યું.

''હા, નામદાર.''

''કેમ ?''

''જાણે બીજાં કોઈ કામ ન હોય તેમ મૂરખાઓની શોધ કરવા હું નીકળ્યો ને મેં આઠ દહાડા નકામા બગાડ્યા તે હું મૂરખનો સરદાર નહિ તો બીજું શું ?'' બીરબલે કહ્યું.

''અને છઠ્ઠો ?''

''છઠ્ઠો-નામદાર ! કસૂર માફ કરજો. પણ રાજકાજનાં ને બીજાં અનેક સારાં કામો પડતાં મૂકી મૂરખના સરદારો શોધી દરબારમાં આણવાનો મને હુકમ કરનાર તે છઠ્ઠો મૂરખનો સરદાર.'' બીરબલે કહ્યું.

''એટલે - એ તો હું.'' અકબરે કહ્યું

‘‘હા, નામદાર ! આપણે બંને; હું મૂરખને શોધવા માટે ગયો એટલે હું મૂરખ ને આપે મને શોધવા મોકલ્યો માટે આપ.’’ બીરબલે કહ્યું.

‘‘કેટલું ગુમાન ! બાદશાહનું અપમાન ! બીરબલને સજા થવી જોઈએ.’’

એક દરબારી બોલી ઊઠ્યો.

‘‘નહિ, નહિ !’’ અકબરે હસીને કહ્યું. ‘‘બીરબલ સાચું કહે છે. એણે ટકોર કરીને પણ મને ખરી વાતનું ભાન કરાવ્યું છે. મૂરખાઓના વિચારમાં અથવા મૂરખાઓને શોધવામાં વખત બગાડ્યો એ પણ મૂર્ખાઈ નહિ તો બીજું શું !’’ બાદશાહે કહ્યું. પછી બીરબલને ઇનામ આપી રાજી કર્યા.

## શબ્દસમજૂતી

**બીરબલ** અકબરનો એક દરબારી, જે બુદ્ધિચાતુર્ય તેમજ હાજરજવાબીપણા માટે જાણીતો હતો. **નામદાર** (અહીં) રાજા માટેનું માનવાચક સંબોધન **ચતુર** સંજોગો અનુસાર પ્રશ્નો કે સમસ્યા ઉકેલનાર, હોશિયાર **ઘોડેસવાર** ઘોડા ઉપર સવારી કરનાર **ભારો** ઘાસ-લાકડાં વગેરે એકઠાં કરી બાંધતાં થતી મોટી ભારી **નામઠામ** નામ અને રહેઠાણ **મહેતલ** મુદત, સમયમર્યાદા **કસૂર** વાંક, ભૂલ **આણવાનો** (બોલાવી) લાવવાનો **ગુમાન** અભિમાન **અપમાન** સામી વ્યક્તિને દુ:ખ થાય તેવું તોછડું બોલવું કે વર્તન કરવું **ટકોર** સૂચના, મીઠો ઠપકો **મૂરખનો સરદાર** મહામૂર્ખ, ભારે મૂરખ

## રૂઢિપ્રયોગો

**રજા લેવી** - વિદાય થવા પરવાનગી લેવી **ભાન કરાવવું** - સાચી સમજ આપવી

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના એક-એક વાક્યમાં ઉત્તર લખો :**

(૧) બીરબલના મતે મૂર્ખાઓને શી રીતે ઓળખી શકાય ?

(૨) બાદશાહે બીરબલને કયું કામ સોંપ્યું ?

(૩) મૂરખ બે હાથનું માપ કોને બતાવવા જતો હતો ?

(૪) બીરબલે અકબર બાદશાહને શાથી મૂરખ કહ્યા ?

**૨. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) ઘોડેસવાર કઈ રીતે મૂરખ હતો ?

(૨) કાદવમાં પડેલા માણસની શી મૂર્ખાઈ હતી ?

(૩) સોનાની વીંટીવાળો અને હીરાની વીંટીવાળો-આ બંને માણસમાંથી તમને કયો માણસ વધારે મૂરખ લાગે છે ? કેમ ?

(૪) બીરબલે કુલ કેટલા મૂરખના સરદાર શોધ્યા ? કયા કયા ?

**૩. નીચે આપેલાં વાક્યો કોણ બોલે છે તે લખો, તેમજ વાક્યોનું અનુલેખન કરો :**

(૧) "જેવો હુકમ, નામદાર !" ______ [ ]

(૨) "પણ ઘોડા પર મૂકતાં શું થતું હતું ?" ______ [ ]

(૩) "ભાઈ, મને બેઠો કરો. ભગવાન તમારું ભલું કરશે." ______ [ ]

(૪) "કેટલું ગુમાન ! બાદશાહનું અપમાન ! બીરબલને સજા થવી જોઈએ." ______ [ ]

**૪. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

વાંક ______ ટકોર ______ આઘે ______

આશ્ચર્ય ______ ઝાલવું ______ ગોતવું ______

**૫. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

હોશિયાર × ______ અઘરું × ______ જૂનું × ______

નિરાશા × ______ નબળું × ______ અંધારું × ______

**૬. નીચેના શબ્દસમૂહો માટે એક શબ્દ લખો :**

(૧) ઘોડા ઉપર સવારી કરનાર ______

(૨) ઘાસ વગેરે એકઠાં કરી બાંધેલો જથ્થો ______

**૭. શાળાના પુસ્તકાલયમાંથી આવી રમૂજપ્રેરક વાર્તાઓ મેળવીને વાંચો. તમને ખૂબ જ મજા પડી હોય તેવી બે વાર્તાનાં નામ અહીં નોંધો :**

(૧) ______ (૨) ______

**૮. નીચેના શબ્દો આગળથી અને પાછળથી વાંચો :**

- તરત
- નયન
- કાલિકા
- નવજીવન

આગળ-પાછળથી વાંચતાં સરખા લાગે તેવા બે શબ્દો અહીં નોંધો અને બીજાને વંચાવો.

(૧) ____________ (૨) ____________

**૯. "મૂરખાઓને પણ તેમના <u>બોલવા-ચાલવા</u> પરથી ઓળખી શકાય." આ વાક્યમાં લીટી દોરેલા શબ્દો ફરીથી વાંચો :**

આવા બીજા શબ્દો લખો.

**ઉદાહરણ : બોલવા - ચાલવા**

(૧) ________ ________ | (૩) ________ ________

(૨) ________ ________ | (૪) ________ ________

હવે ઉપર નોંધેલા શબ્દોનો ઉપયોગ કરી વાક્ય બનાવો.

**ઉદાહરણ :**

(૧) બોલવા - ચાલવા

**વાક્ય :** એની સાથે બોલવા-ચાલવામાં કોઈ વાંધો નથી.

(૨) ____________

**વાક્ય :** ____________

(૩) ____________

**વાક્ય :** ____________

(૪) ____________

**વાક્ય :** ____________

**૧૦. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં લખો :**

સંપર્ક, પ્રયત્ન, ઈજા, ટોળું, ટૂંકું

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________

(૫) ________

## પ્રવૃત્તિ

- પુસ્તકાલયમાંથી 'બીરબલ', 'તેનાલી રામન', 'મિયાં ફૂસકી' અને 'જીવરામ ભટ્ટની ચતુરાઈ કથાઓ' મેળવીને વાંચો.



# ૧૧. ઊંટ અને ફકીર

એક ફકીર વનવગડામાંથી પસાર થતા હતા. એવામાં એક વેપારી તેને સામો મળ્યો. તેણે પૂછ્યું, ''ફકીરબાબા, તમે આટલામાં ક્યાંય ઊંટ જતું જોયું ?''

ફકીરે કહ્યું, ''તેની જમણી આંખ ફૂટેલી છે ? તે ડાબે પગે ખોડું છે ? તેનો આગલો દાંત પડી ગયો છે ? તેની એક બાજુએ મધ તથા બીજી બાજુએ ઘઉં લાદ્યાં છે ?''

ફકીરના આ સવાલ સાંભળી વેપારી રાજી થતો બોલી ઊઠ્યો, ''ફકીરબાબા, એ જ મારું ઊંટ ! તમે તેને ક્યાં જોયું ? અમે સૌ ક્યારના તેને શોધ્યા કરીએ છીએ.''

ફકીર બોલ્યા, ''પણ મેં તમારું ઊંટ તો જોયું નથી.''

ફકીરનો આ જવાબ સાંભળીને પેલા વેપારીને થયું કે નક્કી આ ફકીરે મારા ઊંટને જોયું તો છે; પણ તેના ઉપરના માલની લાલચે તે મને બતાવવા માગતો નથી. તેણે જરા કડકાઈથી ફકીરને કહ્યું, ''ડાહ્યા થઈ મારું ઊંટ મને આપી દો; તેના ઉપર કીમતી ઝવેરાત પણ હતું. જો નહિ આપો, તો પકડીને રાજા પાસે લઈ જવા પડશે.''



ફકીર બોલ્યા, ''અરે શેઠજી, હું તમને ખરું કહું છું કે, મેં તમારું ઊંટ જોયું જ નથી; પછી તેના ઉપર ઝવેરાતની તો વાત જ શી ?''

પેલો વેપારી હવે ગુસ્સે થઈ ગયો. તેણે પોતાના માણસોને કહ્યું, ''આ ફકીરને પકડીને રાજા પાસે લઈ ચાલો.''

રાજાએ ફકીરની ઝડતી લેવરાવી, પણ કશું ઝવેરાત તેની પાસેથી નીકળ્યું નહિ. છતાં, ફકીરે ઊંટનું જે વર્ણન આપ્યું તે તો બરાબર પેલા વેપારીના ઊંટનું જ હતું. તેથી તેણે એ ઊંટ જોયું નથી એ વાત તો કેમ મનાય ? તેની ઉપરના ઝવેરાતની લાલચે તેણે તેને ચોક્કસ ક્યાંક સંતાડી દીધું છે, એમ માની રાજાએ તેને સખત શિક્ષા કરવાનો હુકમ કર્યો.

રાજાનો હુકમ સાંભળી ફકીર બોલ્યા, ''રાજાજી, રહેમ કરીને પહેલાં મારી વાત સાંભળો. ખરેખર, મેં ઊંટ જોયું નથી. વાત એમ છે કે, હું વનવગડામાં કેટલાંય વરસથી રહું છું. મને બધું અવલોકન કરીને જોવાની ટેવ છે. આજે સવારે જ્યારે હું વગડામાં જતો હતો, ત્યારે મેં જમીન ઉપર ઊંટનાં પગલાં જોયાં, પરંતુ તેની સાથે માણસનાં પગલાં ન હતાં, તે ઉપરથી મેં માન્યું કે, તે ઊંટ તેના માલિક પાસેથી છૂટું પડી ગયેલું હોવું જોઈએ.''

''પગલાંના માર્ગની એક જ બાજુમાં ઝાડનાં પાંદડાં કરડેલાં હતાં. તે પરથી મેં માન્યું કે, ઊંટ એક આંખે કાણું હોવું જોઈએ.''

''તેનાં પગલાંમાંનું એક બાજુનું પગલું જરા ઓછું દેખાતું હતું. તે ઉપરથી મેં ધાર્યું કે, તે એક પગે ખોડું હશે.''

''તેણે જે પાંદડાં કરડ્યાં હતાં, તે પાંદડાંનો વચમાંનો ભાગ લટકતો રહી ગયો હતો. તે પરથી મેં માન્યું કે, તેનો આગલો એક દાંત પડી ગયો હશે.''

''તેના માર્ગની એક બાજુએ ઘઉં વેરાયેલા હતા અને બીજી બાજુએ માખીઓ બણબણતી હતી. એ ઉપરથી મેં અનુમાન કર્યું કે, તે ઊંટની એક બાજુએ ઘઉં લાદ્યા હશે અને બીજી બાજુએ મધ લાદ્યું હશે.''

''કોઈ માણસ તેની ઉપર બેઠું હોય તો ઘઉં કે મધ નીચે પડવા ન દે. એ ઉપરથી મેં માની લીધું કે તે ઊંટ એકલું તેના ધણી પાસેથી નાઠું છે. થોડે દૂર જતાં આ વેપારી મને સામો મળ્યો અને ઊંટ વિશે પૂછવા લાગ્યો. મેં તેને ઉપર પ્રમાણે ઊંટનું વર્ણન કહ્યું. તે ઉપરથી તેને લાગ્યું કે, તેનું ઊંટ મેં જોયું છે, પણ ઝવેરાતની લાલચે હું તેને બતાવતો નથી. પરંતુ રાજાજી, હું સાચું કહું છું કે, મેં ઊંટ જોયું પણ નથી કે સંતાડ્યું પણ નથી.''

રાજાને આ સાંભળીને ખાતરી થઈ કે ફકીરે ખરેખર ઊંટ જોયું નથી કે સંતાડ્યું નથી. તેણે ઊંટ વિશે જે કહ્યું તે અવલોકન કરવાની ટેવ ઉપરથી જ કહ્યું હતું. રાજાએ ફકીરને ઇનામ આપી છોડી મૂકવાનો હુકમ કર્યો અને તેની અવલોકન-શક્તિનાં ખૂબ વખાણ કર્યાં.

## શબ્દસમજૂતી

**ફકીર** ત્યાગી, વૈરાગી (મુસલમાન) **વનવગડામાંથી** જંગલમાંથી **ખોડું** ખોડવાળું, લંગડું **લાદ્યા છે** ખડક્યા છે; સામાન મૂક્યો છે. **ક્યારના** ઘણા સમયથી **લાલચ** લોભ **કડકાઈથી** સખતાઈથી **ઝવેરાત** હીરા, માણેક, મોતી જવાહિર વગેરે **રહેમ** દયા **અવલોકન** ઝીણવટથી જોવું તે **કરડેલાં** દાંતથી કાપેલાં **કાણું** (અહીં) એક આંખ વગરનું **બણબણતી** બણબણ એવો અવાજ કરતી **ધણી** માલિક **નાઠું છે** નાસી ગયું છે **વર્ણન કર્યું** શું-શું અને કેવું કેવું છે તે વિસ્તારથી કહેવું

## રૂઢિપ્રયોગ

**ઝડતી લેવરાવવી** જાંચ કે તપાસ કરાવવી

## સ્વાધ્યાય

**૧. નીચેના દરેક પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) વેપારીએ ફકીરને શું પૂછ્યું ?

(૨) વેપારી ગુસ્સે શા માટે થયો ?

(૩) ઊંટ એક આંખે કાણું હશે એવું અનુમાન ફકીરે ક્યા આધારે કર્યું ?

(૪) ફકીરે પોતાની કઈ ટેવને આધારે ઊંટનું વર્ણન કર્યું ?

**૨. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) ફકીરે કરેલું ઊંટનું વર્ણન લખો.

(૨) વેપારીએ કડકાઈથી ફકીરને શું કહ્યું ?

(૩) વેપારીની ધમકીનો ફકીરે શો જવાબ આપ્યો ?

(૪) 'ઊંટ પર ઘઉં અને મધ હતાં.' - એવું અનુમાન ફકીરે કયા આધારે કર્યું હશે ?

(૫) ફકીરની વાત સાંભળીને રાજાએ શું કર્યું ?

**૩. નીચેના શબ્દનો ઉપયોગ કરી, વાક્ય બનાવો :**

ઝવેરાત, હુકમ, અનુમાન, અવલોકન, ફકીર

(૧) ______

(૨) ______

(૩) ______

(૪) ______

(૫) ______

## ૪. નીચેનાં વાક્યોને વાર્તાના ક્રમમાં ગોઠવીને લખો :

| | | |
|---|---|---|
| ફકીરને રાજા પાસે લઈ ગયા. | (૧) | ______ |
| રાજાએ ફકીરનાં વખાણ કર્યાં. | (૨) | ______ |
| રાજાજીએ ફકીરની વાત શાંતિથી સાંભળી. | (૩) | ______ |
| વેપારી ફકીર પર ગુસ્સે થયો. | (૪) | ______ |
| ફકીર વનવગડામાંથી પસાર થતા હતા. | (૫) | ______ |
| રાજાજીએ ફકીરને વિનંતી કરી. | (૬) | ______ |

## ૫. નીચેનાં વાક્યો કોણ બોલે છે તે લખો :

(૧) 'તેની જમણી આંખ ફૂટેલી છે ?' ______

(૨) 'તેની ઉપર કીમતી ઝવેરાત પણ હતું.' ______

(૩) 'આ ફકીરને પકડીને રાજા પાસે લઈ ચાલો.' ______

(૪) 'રાજાજી, રહેમ કરીને પહેલાં મારી વાત સાંભળો.' ______

## ૬. પાઠમાંથી શોધીને દીર્ઘ 'ઈ' આવતો હોય તેવા દસ શબ્દો તમારી નોટમાં લખો :

## ૭. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

| | | | | | |
|---|---|---|---|---|---|
| કૃપા | ______ | આંખ | ______ | વિખૂટું | ______ |
| માલિક | ______ | જંગલ | ______ | સાચું | ______ |

## ૮. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં લખો :

રહેમ, ઊંટ, વગડો, ઝવેરાત, પાંદડું

(૧) ______ (૨) ______ (૩) ______ (૪) ______ (૫) ______

### પ્રવૃત્તિ

- તમે તમારા વર્ગખંડનું અવલોકન કરો. તમારા અવલોકનને આધારે વર્ગખંડનું વર્ણન કરો.
- તમારી આસપાસનાં પ્રાણી, પક્ષીઓની ચાલવાની, બોલવાની, ખાવાની વગેરે બાબતોનું અવલોકન કરો.



# પુનરાવર્તન ૩

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) ફકીરે પોતાની કઈ ટેવને આધારે ઊંટનું વર્ણન કર્યું ?

(૨) કવિ આંખ વિશે શું વિચારે છે ?

(૩) બાદશાહે બીરબલને કયું કામ સોંપ્યું ?

(૪) દિવાળીમાં શું ખાઈને મોજ કરવાની છે ?

**૨. નીચેનો ફકરો ધ્યાનથી વાંચીને નીચે આપેલા પ્રશ્નોના ઉત્તર લખો :**

એક દિવસ સંજય અને વેદાંત શાળાએ જઈ રહ્યા હતા. રસ્તામાં તેમની સાથે જ અભ્યાસ કરતી કાજલનો સ્કૂટર સાથે ટકરાવાથી અકસ્માત થયો. તેને ઘણી જ ઈજા થઈ હતી. આ જોઈને વેદાંતે કહ્યું, ''સંજય, આ કાજલને તો ઘણી ઈજા થઈ છે. આપણે તેને મદદ કરવી જોઈએ.''

''પણ... આપણે શાળાએ જવાનું મોડું થશે અને સાહેબ આપણને વઢશે.'' સંજયે કહ્યું.

''અરે ! સારું કાર્ય કરવામાં તો સાહેબ ન બોલે. આપણે કાજલના ઘેર સમાચાર આપવા જોઈએ અને તેની સારવાર માટે તેને દવાખાને પહોંચાડવી જોઈએ.'' વેદાંત બોલ્યો.

''તારે જવું હોય તો જા, હું તો શાળાએ જ જઈશ.'' સંજય ન માન્યો.

ત્યાર બાદ વેદાંત કાજલને દવાખાને સારવાર માટે લઈ ગયો અને કાજલના ઘેર ફોન કરી તેનાં માતા-પિતાને સમાચાર આપ્યા. આ વાતની જ્યારે સાહેબને ખબર પડી ત્યારે સાહેબે વેદાંતને બીજાને મદદ કરવા બદલ શાબાશી આપી.

(૧) કાજલ કોની સાથે અભ્યાસ કરતી હતી ?

(૨) સંજયને શાનો ડર હતો ?

(૩) વેદાંતે કાજલની સારવાર માટે શું કર્યું ?

(૪) સાહેબે વેદાંતને શા માટે શાબાશી આપી ?

## ૩. ઉદાહરણ મુજબ જુદા જુદા બે શબ્દો પરથી એક વાક્ય બનાવો :

**ઉદાહરણ :** રાજા, ફકીર

રાજાનો હુકમ સાંભળી ફકીર ચાલતો થયો.

(૧) આંબો, કૂંપળ (૨) રાણી, વીંટી (૩) શિક્ષક, રિસેસ

## ૪. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

**ઉદાહરણ :** લાલચ - લોભ, લાલસા

(૧) મજા ______, ______ (૨) હાથ ______, ______
(૩) પ્રેમાળ ______, ______ (૪) મહેનત ______, ______
(૫) યાદ ______, ______

## ૫. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

**ઉદાહરણ :** સત્ય × અસત્ય

(૧) હદ × ______ (૨) જવાબદાર × ______ (૩) માગ્યું × ______

(૪) સપૂત × ______ (૫) સમજ × ______ (૬) શુદ્ધ × ______

## ૬. નીચેનો પત્ર વાંચો :

કવિતા પટેલ

તા. ૧૯-૯-૨૦૧૩

**પૂજ્ય મોટાભાઈ,**

સાદર નમસ્કાર. આપ સૌ મજામાં હશો. વહાલાં દાદીમાની તબિયત હવે સારી હશે. આપને આનંદના સમાચાર આપું છું. મેં 'નિબંધ સ્પર્ધા' કાર્યક્રમમાં ભાગ લીધો હતો 'જેમાં હું જિલ્લામાં પ્રથમ આવી છું. મને ઘણાં પુસ્તકો અને પ્રમાણપત્ર મળ્યાં છે. મારી ખુશીનો કોઈ પાર નથી. આપે મને બચપણથી જ પુસ્તકાલયનો ઉપયોગ કરતાં શીખવ્યું હતું ને ? આપની શુભેચ્છા અને આશીર્વાદથી જ મને આ ગૌરવ મળ્યું છે. મને આપની ખૂબ યાદ આવે છે.

છેલ્લા બે મહિનાથી અમે નવા ઘરે રહેવા ગયાં છીએ, તો હવે આ સરનામે પત્ર લખજો.

૨૩, વિશ્વાસ કૉલોની,

કૉલેજ પાસે, હિંમતનગર

હું આવતા રવિવારે ઘરે આવીશ ત્યારે ઘણી બધી વાતો કરીશું. ચિ. જિગરને મીઠી યાદ.

લિ.

__________

ઉપર આપેલો પત્ર ક્યાંથી લખાયો હશે તે વિશે વિચારીને પત્રનું સરનામું, તારીખ અને લિ. __________ ની અધૂરી વિગતો પૂર્ણ કરો.

______________________________

______________________________

______________________________

______________________________

**૭. નીચે કેટલાક રૂઢિપ્રયોગો અને તેના અર્થ આપ્યા છે. જે અર્થ બંધબેસતો હોય તે શોધી રૂઢિપ્રયોગ સામેના કૌંસમાં તેનો નંબર લખો :**

| રૂઢિપ્રયોગ | | અર્થ |
|---|---|---|
| (૧) દેહ પડવો | ☐ | (૧) સાચી સમજ આપવી |
| (૨) ભાન કરાવવું | ☐ | (૨) પડકાર ઝીલી લેવો |
| (૩) આનાકાની કરવી | ☐ | (૩) ભારે મૂરખ હોવું |
| (૪) બોલ ઉપાડી લેવો | ☐ | (૪) મૃત્યુ થવું |
| (૫) મૂરખના સરદાર હોવું | ☐ | (૫) હા-ના કરવી |

બાળમિત્રો, શરીરનાં અંગો જેવાં કે માથું, પેટ, નાક વગેરેને લગતા પણ રૂઢિપ્રયોગો પ્રયોજાય છે. શિક્ષકની મદદથી તેની યાદી બનાવો અને અર્થ જાણો.

| | રૂઢિપ્રયોગ | | અર્થ |
|---|---|---|---|
| (૧) | ____________ | : | ____________ |
| (૨) | ____________ | : | ____________ |
| (૩) | ____________ | : | ____________ |
| (૪) | ____________ | : | ____________ |
| (૫) | ____________ | : | ____________ |

**૮. કૌંસમાંથી યોગ્ય પ્રત્યય મૂકી ખાલી જગ્યા પૂરો :**

(માંથી, નો, નાં, ને, ની)

(૧) ''મારે મૂરખાઓ ________ જોવા છે.''

(૨) ઘોડેસવારે હાથથી ઘોડા ________ લગામ ઝાલી હતી.

(૩) ફકીર વનવગડા ________ પસાર થતા હતા.

(૪) જમીન ઉપર ઊંટ ________ પગલાં જોયાં.

(૫) સિંહ જંગલ ________ રાજા ગણાય છે.

**નીચેનો ટુચકો વાંચો :**

**પપ્પા :** (પિન્ટુને) પિન્ટુ, તું અહીં વાડામાં ખાડો કેમ ખોદે છે ?

**પિન્ટુ :** પપ્પા, જુઓ આ ગુલાબનો છોડ રોપું છું.

**પપ્પા :** તારી મુઠ્ઠીમાં બીજું શું છે ? બતાવ તો.

**પિન્ટુ :** (મુઠ્ઠી ખોલીને) પપ્પા, આ જાંબુનો ઠળિયો પણ ગુલાબના છોડ સાથે રોપવાનો છું.

**પપ્પા :** (હસીને) અલ્યા, એવું તે કાંઈ થતું હશે ?

**પિન્ટુ :** હા, પપ્પા. અહીં આ બંને મોટાં થશે. પછી જોજોને ગુલાબજાંબુ ખાવાની કેવી મજા પડશે !



# ૧૨. બાળ નરેન્દ્ર

**ડૉ. કનૈયાલાલ ભટ્ટ**

(તારકના ઘરના આંગણામાં તારક અને નરેન્દ્ર રમે છે.)

**નરેન્દ્ર :** તારા ફળિયાનું આ ઝાડ મને ખૂબ જ ગમે છે, તારક ! ચાલ, આપણે ત્યાં રમીએ !

**તારક :** ઝાડ તો મને પણ બહુ જ ગમે છે. મારા દાદાજી કહેતા હતા કે વૃક્ષો હવાને સ્વચ્છ રાખે છે.

**નરેન્દ્ર :** એકદમ સાચી વાત છે ! વૃક્ષો વરસાદ લાવવામાં પણ મદદરૂપ થાય છે અને પંખીઓને આશ્રય પણ આપે છે.

**તારક :** અને આ વૃક્ષો તડકામાં છાંયો પણ આપે છે.

**નરેન્દ્ર :** તારક, તું ક્યારેય વૃક્ષ ઉપર ચડ્યો છે ?

**તારક :** ના હોં, મને બીક લાગે.

**નરેન્દ્ર :** અરે, એમાં ડરવાનું શું ? જો હું આ વૃક્ષ ઉપર ચડું છું, (નરેન્દ્ર વૃક્ષના થડ પાસે જઈને ઉપર ચડવા લાગે છે. તારક નીચે ઊભો રહીને જુએ છે. થોડી વારમાં નરેન્દ્ર વૃક્ષ ઉપર ચડી જાય છે અને ડાળે હીંચકા ખાય છે.) આવી જા, તારક ! મજા આવશે હીંચકા ખાવાની.

**તારક :** પણ... પણ... મને બીક લાગે છે નરેન્દ્ર !

**નરેન્દ્ર :** એમાં તે વળી શું બીવાનું ? મારી માતા શું કહે છે, ખબર છે ? જીવનમાં નીડર બનો !

**તારક :** સાચી વાત છે તારી, ચાલ ત્યારે હું પણ ઉપર ચડું છું ! (તારક વૃક્ષ ઉપર ચડવાનો પ્રયાસ કરે છે એટલામાં તારકના દાદા આવી જાય છે અને...)



**દાદા :** અરે, શું કરે છે તારક! ઝાડ પર ચડે છે ? પડી જઈશ.

તારક : નહિ પડું દાદાજી, જુઓ મારો ભાઈબંધ નરેન્દ્ર પણ ઉપર હીંચકા ખાય છે.

દાદા : નરેન્દ્ર ? હા, પેલો તોફાની ને ? દત્તબાબુનો દીકરો ને ? તું વળી એના રવાડે ક્યાં ચડ્યો ? એ તો વડનાં વાંદરાં ઉતારે એવો છે ! એઈ, છોકરા ! નીચે ઊતર !
(નરેન્દ્ર ડાળે લટકીને હળવેથી નીચે ભૂસકો મારે છે.)

નરેન્દ્ર : દાદાજી, પ્રણામ !

દાદા : સુખી રહે, દીકરા ! પણ, તું ઝાડ ઉપર કેમ ચડ્યો હતો ?

નરેન્દ્ર : દાદાજી, ઝાડ ઉપર ચડીને એની ડાળ પર હીંચકા ખાવાની મજા આવે એટલે !

દાદા : સારું ! પણ હવે ન ચડતો !

નરેન્દ્ર : કેમ દાદાજી !

દાદા : જો, આ ઝાડ ઉપર રાક્ષસ રહે છે અને તે નાનાં છોકરાંઓને ખૂબ જ હેરાન કરે છે, સમજ્યો ! હવેથી આ ઝાડ ઉપર ન ચડતો, જાવ... બીજે ક્યાંક રમો.

નરેન્દ્ર : પણ દાદાજી, તમે અત્યારે કઈ બાજુ જવા નીકળ્યા છો ? આ હાથમાં પુસ્તકનું શેનું છે ?

દાદા : અરે શિવ. શિવ... શિવ... આ તમારી વાતોમાં મારે મંદિર જવામાં મોડું થઈ ગયું.

નરેન્દ્ર : દાદાજી, અત્યારે મંદિરે ?

દાદા : હા, સવારે અને સાંજે મંદિરે જઈ ઈશ્વરસ્મરણ કરવું જોઈએ. સમજ્યો ! (દાદાજી જાય છે.)
(નરેન્દ્ર ફરી વૃક્ષ ઉપર ચડવા લાગે છે. તારક મૂંઝાય છે.)

તારક : અરે, નરેન્દ્ર ! તું ફરીથી ઝાડ ઉપર ચડે છે ?

નરેન્દ્ર : હા, એમાં શો વાંધો છે ?

તારક : પણ, દાદાજી તો કહેતા હતા કે આ ઝાડ ઉપર રાક્ષસ રહે છે. તને રાક્ષસની પણ બીક નથી ?

નરેન્દ્ર : અરે તારક, દાદાજી તો આપણે ઝાડ ઉપર ન ચડીએ એટલે કહેતા હતા. બાકી ઝાડ ઉપર તે કાંઈ રાક્ષસ રહેતો હશે ?
(નરેન્દ્ર ઝાડ પર ચડી, ડાળ પર હીંચકા ખાય છે. થોડી વારે તારક પણ થડ પકડીને ઝાડ પર ચડી હીંચકા ખાય છે. બેઉ મિત્રો ગાય છે.)

**અમે ના ડરીએ કોઈ આફતથી**
**વનવૃક્ષોમાં રહીએ રે !**
**રંગ બેરંગી ફૂલો થઈને**
**ડાળડાળ પર ઝૂલીએ રે...!**

*

(નરેન્દ્ર એની માના ખોળામાં માથું રાખીને સૂતો છે. એની મા ભુવનેશ્વરી દેવી એના પુત્રને હનુમાનજીનાં પરાક્રમો વિશે વાતો કરી રહી છે...)

**માતા** : અને પછી હનુમાનજી આખો પર્વત હાથમાં ઉપાડીને આકાશમાં ઊડ્યા.

**નરેન્દ્ર** : માતા, હનુમાનજી આકાશમાં ઊડી શકતા હતા ?

**માતા** : હા બેટા, હનુમાનજી વાયુપુત્ર હોવાથી આકાશમાં ઊડી શકતા અને ખૂબ જ બળવાન પણ હતા.

**નરેન્દ્ર** : માતા, આ હનુમાનદાદા ક્યાં રહેતા હોય છે ?

**માતા** : હનુમાનદાદાને કેળાં બહુ ભાવે એટલે એ કેળાંની વાડીમાં રહે, બેટા ! ચાલ, હવે તું સૂઈ જા, સવારે વહેલા ઊઠીને શાળાએ જવાનું છે. (નરેન્દ્ર આંખો બંધ કરે છે, એની માતા નરેન્દ્રની પીઠ પર હાથ પસવારે છે. તેને ઊંઘ આવતી નથી. મનમાં હનુમાનજીને યાદ કરે છે. હનુમાનજીને મળવાનો મનોમન સંકલ્પ કરીને તે સૂઈ જાય છે. બીજે દિવસે સવારે નરેન્દ્ર ઘરમાં નથી. તે કેળાંની વાડીમાં બેઠો છે.)

**નરેન્દ્ર** : આ હનુમાનજી હજીયે ના આવ્યા ! હું તો ક્યારનોય એમની રાહ જોઉં છું ! જો હનુમાનદાદા નહિ આવે ને તો હું એમની સાથે કિટ્ટા જ કરી નાખીશ.

**માતા** : (પ્રવેશીને) અરે બેટા, તું અહીં છે ? મેં તો તને કેટલો શોધ્યો ? અને આ હાથમાં આટલાં બધાં કેળાં કોના માટે છે ?

**નરેન્દ્ર** : માતા, હું હનુમાનદાદાનાં દર્શન કરવા આવ્યો છું. આ કેળાં પણ એમના માટે જ છે. તેં કહ્યું હતું ને કે દાદા કેળાંની વાડીમાં રહે. પણ, હનુમાનદાદા તો ન આવ્યા...!

**માતા** : (નરેન્દ્રના માથે હાથ દઈને) એ તો બેટા, હનુમાનદાદાને રામજીએ કોઈ કામ સોંપ્યું હશે એટલે ન આવ્યા. તું તો બેટા ! દાદાનો ખરો ભક્ત નીકળ્યો ! ચાલ ઘેર જઈને આજે હું તને વીર અભિમન્યુની વાર્તા સંભળાવીશ.

**નરેન્દ્ર** : (માતાની આંગળી પકડીને) ચાલ, માતા !

*

(ફળિયામાં ત્રણચાર છોકરાઓ રમત રમે છે, થોડી વારે નરેન્દ્ર પ્રવેશે છે.)

**નરેન્દ્ર** : ચાલો, ભેરુઓ ! આજે એક નવી રમત રમીએ...!

તારક : કઈ નવી રમત, નરેન્દ્ર ?

નરેન્દ્ર : ધ્યાનની રમત, આપણા ઋષિમુનિઓ નિયમિત ધ્યાનમાં બેસતા.

દધીચિ: ધ્યાનમાં બેસવાથી શા લાભ થાય ?

નરેન્દ્ર : ધ્યાન કરવાથી મનને શાંતિ મળે, શરીરનો થાક દૂર થઈ જાય અને આપણા જેવાં બાળકોને તો ઘણો ફાયદો. એકાગ્રતા અને યાદશક્તિ પણ વધે.

તારક : નરેન્દ્ર, આ બધી તને કેવી રીતે ખબર પડી ?

દધીચિ: કેમ ન પડે ? એના ઘેર દરરોજ સંતોમહંતો પધારે છે. એમની સંગતનું પરિણામ !

તારક : હેં નરેન્દ્ર, તારા પિતા દત્તબાબુ પણ દરરોજ...

નરેન્દ્ર : હા, તેઓ પણ દરરોજ સવારે અને સાંજે ધ્યાનમાં બેસે છે.

દધીચિ: હા, હા, ચાલોચાલો, આપણે પણ ધ્યાનની રમત રમીએ (નરેન્દ્ર બંને મિત્રોને પદ્માસનમાં બેસતાં શીખવે છે. પછી પોતે પણ પદ્માસનમાં બેસી ઓમકાર બોલે છે. બીજા મિત્રો પણ ઓમકાર બોલે છે. ત્યાં એકાએક બૂમ સંભળાય છે, 'ભાગો... ભાગો... સાપ આવ્યો, સાપ !')

દધીચિ: (આંખ ખોલીને) ઓ બાપ રે, સાપ આવ્યો ? ભાગો...

તારક : (ઊભો થઈને) અરે નરેન્દ્ર, ભાગ જલદી, સાપ નીકળ્યો છે. ચાલ જલદી દૂર જતા રહીએ...! (નરેન્દ્ર ધ્યાનમાં જ બેસી રહે છે.)

દધીચિ: નરેન્દ્ર સાંભળે છે કે નહિ ? સાપ નીકળ્યો છે.

તારક : ભાગ જલદી, ચાલ, અમે જઈએ છીએ.

(નરેન્દ્ર હજુય ધ્યાનમાં જ છે. બધા છોકરા ભાગી જાય છે. કોલાહલ શાંત થઈ જાય છે. ધીમે ધીમે મિત્રો પાછા નરેન્દ્ર પાસે આવે છે.)

તારક : અરે નરેન્દ્ર, તું તો ખરો છે હોં ?

નરેન્દ્ર : કેમ, શું થયું ?

દધીચિ: નરેન્દ્ર, તને અમારી એકેય બૂમ સંભળાઈ નહિ ?

નરેન્દ્ર : ના ! મને તો કશી જ ખબર નથી.

તારક : ખરેખર નરેન્દ્ર ! તને કશી જ ખબર નથી ?

**નરેન્દ્ર :** હા, હું તો ધ્યાનમાં હતો.

**દધીચિ:** જો ભાઈ, તારી આ ધ્યાનની રમત તો જોખમી છે હોં !

**તારક :** ના, એવું નથી દધીચિ, આપણે માત્ર આંખો જ બંધ કરી હતી... આપણું મન તો...

**દધીચિ:** તારક, મને તો લાગે છે કે આપણો આ નરેન્દ્ર ભવિષ્યમાં જરૂર મહાન વ્યક્તિ બનશે.

(નરેન્દ્ર બીજા તરફ સ્મિત કરે છે. એની માતા ત્યાં પ્રવેશે છે.)

**માતા :** નરેન્દ્ર ! ઓ બેટા, નરેન્દ્ર !

**નરેન્દ્ર :** (ઊભો થઈને) હા, માતા !

**માતા :** ચાલ ઘેર, આજે આપણે ઘેર ઠાકુર પધારવાના છે. તારે એમને એકાદ ભજન સંભળાવવાનું છે.

**નરેન્દ્ર :** હા માતા, આવજો મિત્રો...

(બધાં જાય છે. પડદો પડે છે.)

## શબ્દસમજૂતી

**નીડર** ડરે નહિ તેવું, બહાદુર **પદ્માસન** ડાબો પગ જમણા સાથળ પર અને જમણો પગ ડાબા સાથળ પર ચડાવી ટટ્ટાર બેસવું તે **ઓમકાર** ઓમ, પ્રણવ, ‘ઓમ’ એવો ઉચ્ચાર **સંગત** સોબત, સાથે જવું તે **ઠાકુરજી** સ્વામી રામકૃષ્ણ પરમહંસ, તેઓ સ્વામી વિવેકાનંદના ગુરુ હતા

## રૂઢિપ્રયોગ

**વડનાં વાંદરાં ઉતારવાં** - બહુ જ તોફાની હોવું

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) તારકને શાની બીક લાગે છે ?

(૨) દાદાજીએ નરેન્દ્રને કોનો ડર બતાવ્યો ?

(૩) બાળ નરેન્દ્રની માતાનું નામ શું હતું ?

(૪) નરેન્દ્ર કેળાની વાડીમાં કોની રાહ જુએ છે ?

(૫) સાપ નીકળ્યો છતાં નરેન્દ્ર કેમ ભાગ્યો નહિ ?

**૨. નીચેના દરેક પ્રશ્નોના ઉત્તર ત્રણ-ચાર વાક્યોમાં લખો :**

(૧) વૃક્ષોથી શા લાભ થાય છે ?

(૨) નરેન્દ્ર કેળાંની વાડીમાં શા માટે ગયો ? ત્યાં શું થયું ?

(૩) ધ્યાન કરવાથી શા ફાયદા થાય છે ?

**૩. પાઠના આધારે બાળ નરેન્દ્ર વિશે પાંચ-છ વાક્યો લખો :**

**૪. આપેલા ઉદાહરણ પ્રમાણે શબ્દો બનાવો :**

(૧) ઉદાહરણ : નિયમ - નિયમિત

સંયમ ______ અપમાન ______ સુગંધ ______

સમ્માન ______ ક્રોધ ______ આનંદ ______

(૨) ઉદાહરણ : નર - નરેન્દ્ર

દીપ ______ જિત ______ વીર ______

જય ______ હર ______ હિત ______

(૩) ઉદાહરણ : વાંદરું - વાંદરાં

છોકરું ______ માથું ______ કેળું ______

ધોળું ______ ગાડું ______ કૂતરું ______

**૫. કૌંસમાં નરેન્દ્રના ગુણો આપ્યા છે. ઘટના મુજબ ઉચિત ગુણ પસંદ કરીને ખાલી જગ્યા પૂરો :**

(એકાગ્રતા, જિજ્ઞાસા, નીડરતા)

(૧) નરેન્દ્રનું કેળાની વાડીમાં પહોંચી જવું ______

(૨) 'સાપ નીકળ્યો' એવી બૂમ પડી છતાં, નરેન્દ્રનું ધ્યાનમાં બેસી રહેવું ______

(૩) નરેન્દ્રનું ઝાડ પર ચડવું ______

**૬. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

હવા ______ મદદ ______ પ્રણામ ______

ઝાડ ______ બળવાન ______ દરરોજ ______

**૭. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

શાંતિ × ________ સ્મરણ × ________

ધ્યાન × ________ લાભ × ________

**૮. સાચી જોડણીની સામે ☑ કરો :**

| | | | |
|---|---|---|---|
| ફળિયું ☐ | જિવન ☐ | દધીચિ ☐ | નીયમીત ☐ |
| ફળીયું ☐ | જીવન ☐ | દધિચિ ☐ | નિયમીત ☐ |
| ફળીઉં ☐ | જીવંન ☐ | દધિચી ☐ | નિયમિત ☐ |

**૯. નીચે આપેલા શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

વૃક્ષ, ધ્યાન, ઓમકાર, ઋષિ, સંકલ્પ

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________ (૫) ________

### પ્રવૃત્તિ

- તમારા શિક્ષક પાસેથી સ્વામી વિવેકાનંદ વિશે જાણો.



# ૧૩. પંખીઓએ પાણી પાયું

**કરસનદાસ લુહાર**

એક હતો છોડ.

સાવ નાનો એવો. માંડ માંડ દેખાય. ઘણાં ઢોર એની પાસેથી પસાર થઈ જાય પણ કોઈને ખ્યાલ ન આવે.



છોડને મોટો થવાની ઈચ્છા હતી. એને વધવું હતું. ઊંચા થવું હતું. આકાશને આંબી જવું હતું. ઘેઘૂર ઝાડ બનવું હતું. પરંતુ દિવસે દિવસે તે સુકાતો જતો હતો, એને માંડ બેચાર પાંદડાં બેઠેલાં. એક બકરીનું ધ્યાન ગયું. તે પાંદડાં ખાઈ ગઈ. છોડ તો સાવ બોડો થઈ ગયો. એને રડવું આવી ગયું.

એક દિવસ એક પંખી ઊડતું ઊડતું આવ્યું. આવીને છોડ પર બેઠું. છોડ એનો ભાર ખમી શક્યો નહિ, વળી ગયો. તેણે પંખીને કહ્યું, ''તું મારા પરથી ઊડી જા. હું તારો ભાર સહી શકતો નથી. કાં તો સાવ વળી જઈશ કે પછી તૂટી જઈશ.''

એક પંખી ઊડીને નીચે આવ્યું. છોડની સામે બેઠું. એણે છોડને પૂછ્યું, ''તું કેમ સાવ દૂબળો-પાતળો અને નીચો છે ? તારામાં લીલાશ કેમ નથી ? તારાં પાંદડાં ક્યાં ગયાં ?''

છોડને આજ સુધી કોઈએ આવું પૂછ્યું ન હતું. છોડ કહે, ''હજી હું નાનો છું. ઘણા દિવસ ગયા પણ હું વધી શક્યો નથી. કેટલાય દિવસથી તરસ્યો છું. મારાં મૂળ પાણી વિના અકળાઈ રહ્યાં છે. મને કોઈ પાણી પાતું નથી, મારાં બે-ચાર પાંદડાં હતાં તે પણ એક બકરી ખાઈ ગઈ !''

છોડ પર પંખીને દયા આવી. તે ઊડ્યું. દૂર એક તળાવ હતું ત્યાં પહોંચ્યું. એણે પોતાની નાનકડી ચાંચમાં એકાદ ટીપું પાણી લીધું. પછી ઊડતું ઊડતું છોડ પાસે આવ્યું. ચાંચમાંનું પાણીનું ટીપું છોડના મૂળમાં ઠાલવી દીધું ! પણ છોડને કંઈ અસર ન થઈ. એક ટીપા પાણીથી શું વળે ? લાંબા સમયની તરસ હતી. પંખી બધી વાત સમજી ગયું. ને ત્યાંથી પાછું ઊડ્યું.

ઊડતું ઊડતું એક ઘેઘૂર ઝાડ ઉપર પહોંચ્યું. ત્યાં પંખીઓનું મોટું ટોળું બેઠું હતું. પંખીના ટોળાને એણે તરસ્યા છોડની વાત કરી. સૌ પંખી સંમત થયાં. બધાં પાંખો ફફડાવતાં ઊડ્યાં. તળાવને કિનારે ઊતર્યાં. સૌએ પાણીથી ચાંચો ભરી લીધી. પછી પેલું પંખી આગળ ને ટોળું પાછળ. જાય ઊડ્યાં. જ્યાં

પેલો છોડ ઊભો હતો ત્યાં સૌ ઊતર્યાં. બધાં પંખીઓએ પાણી ભરેલી ચાંચો છોડના મૂળમાં ખાલી કરી દીધી. આવા દસ-પંદર ફેરા કર્યા ને છોડનાં મૂળને બરાબર પાણી મળ્યું. એની લાંબા વખતની તરસ છીપાઈ. છોડને ઓડકાર આવ્યો.

પછી તો દરરોજ પંખીઓનું ટોળું આવે. ને તળાવમાંથી પાણી લાવીને છોડને પીવડાવે.

દિવસો અને મહિનાઓ સુધી પંખીઓએ આ કામ કર્યું. ચાંચમાં પાણી લાવીને છોડને પાયું. છોડ લીલોછમ થયો. છોડ વધવા લાગ્યો.

ચોમાસું બેઠું. કાળાં ડિબાંગ વાદળોથી આકાશ છવાઈ ગયું. ધોધમાર વરસાદ પડ્યો. આખું ચોમાસું મન મૂકીને વરસ્યું. છોડને તો બસ આટલું જ જોઈતું હતું.

આમ ઘણાં ચોમાસાં છોડ પર વરસ્યાં.

વરસો ગયાં.

આજે એ છોડ મોટું, ઘટાદાર ઝાડ થઈ ગયું છે ! પંખીઓનું ટોળું દરરોજ ઝાડ પર આવીને બેસે છે. ગીતો ગાય છે. ઝાડ ખુશ થઈ જાય છે. ડાળીઓને ડોલાવતું, પાંદડાં રણઝણાવે છે.

એક દિવસ સાંજના સમયે આકાશમાંથી એક વાદળી આવી. ને ઝાડની ડાળી પર બેસી ગઈ. ઝરમર ઝરમર વરસી. ઝાડ નાહી રહ્યું.

વાદળી કહે, ''કેમ ઝાડદાદા, ભરઉનાળે મેં તમને નવડાવ્યા ને ?''

ત્યારે ઝાડને યાદ આવે છે, પોતે સાવ નાનો છોડ હતો ને પંખીઓએ પાણી પાઈને એને ઉછેર્યો હતો.

ઝાડ, વાદળીને માંડીને આ વાત કરે છે. વાદળી કહે છે, ''ખરેખર પંખીની જાત જ દયાળુ છે !''

## શબ્દસમજૂતી

**બોડો** ઉઘાડો, (અહીં) પાન વિનાનો **ઘેઘૂર** ગાઢ **ઓડકાર** (પેટનો વાયુ મોંમાંથી નીકળતાં થતો) ડકાર; ઓહિયાં **ધોધમાર** ધોધની જેમ પડતો પ્રવાહ **ઘટા** ઝુંડ; સમૂહ **ઘટાદાર** (અહીં) પાંદડાંની ભારે ઘટાવાળું

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) ઢોર કોની પાસેથી પસાર થતાં હતાં ?

(૨) છોડ શાથી સાવ બોડો થઈ ગયો ?

(૩) પંખીના ટોળાને એક પંખીએ શી વાત કરી ?

(૪) ઝાડની ડાળી પર બેસીને વાદળીએ શું કર્યું ?

## ૨. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :

(૧) છોડની શી ઇચ્છા હતી ?

(૨) છોડ પર બેઠેલા પંખીને છોડે શું કહ્યું ?

(૩) છોડ પર દયા આવતાં પંખીએ શું કર્યું ?

(૪) પંખીની તરસ છિપાવવા, પંખીટોળાએ શું કર્યું ?

## ૩. ઝાડે વાદળીને માંડીને શી વાત કરી હશે ? - એના વિશે પાંચ વાક્યો લખો :

## ૪. આપેલાં ઉદાહરણો પ્રમાણે શબ્દો બનાવો :

ઉદાહરણ : ઉદાહરણ :

(૧) કાગડો - કાગડી • મોર - ઢેલ

- ચકલો ______ • પોપટ ______
- કૂતરો ______ • ભેંસ ______
- સસલો ______ • ગાય ______

(૨) એને માંડ એક પાંદડું બેઠેલું. • એને માંડ બેચાર પાંદડાં બેઠેલાં.

- એક પંખી ઊડતું ઊડતું આવ્યું. • ઘણાં પંખી ______
- પંખીએ આ કામ કર્યું. • પંખીઓએ આ કામ ______
- એક ચોમાસું છોડ પર વરસ્યું. • ઘણાં ચોમાસાં ______

(૩) કૌંસમાંથી યોગ્ય પ્રત્યય પસંદ કરી ખાલી જગ્યા પૂરો :

(ના, ને, ની, ને, નો, નું, ની)

(૧) એક બકરી ______ ધ્યાન ગયું.

(૨) છોડ પંખી ______ ભાર ખમી શક્યું નહિ

(૩) છોડ પર પંખી ______ દયા આવી.

(૪) લાંબા સમય ______ તરસ હતી

(૫) પંખી ______ ટોળા ______ એણે તરસ્યા છોડ ______ વાત કરી.

**૫. સરખા અર્થ ધરાવતા બીજા શબ્દ શોધો અને જોડો :**




**૬. નીચેની વાર્તામાં લીટી દોરેલ શબ્દો આડા-અવળા થયા છે. યોગ્ય જગ્યાએ યોગ્ય શબ્દ મૂકીને વાર્તાને સાચી બનાવો. નીચે આપેલ જગ્યામાં ફરીથી લખો :**

એક હતું મોટું પંખી. એના મોટા મોટા પગ. દૂર નજર કરો તો તમને દેખાય કાળાં કાળાં ઝાડ. આ જંગલમાં એક ઉંદર રહે. એક દિવસ તેને પંખીઓને પકડવા કટ... કટ... પાથરી. શિકારી દાણા ચણવા નીચે આવ્યાં. પંખીઓનાં જંગલ જાળમાં ફસાયાં. પંખીઓ એકસાથે ઊડ્યાં રાજી-રાજી દૂર એક જાળ પર જઈને બેઠાં. ત્યાં એક દાંત રહે. તેણે ફરરર...ને મદદ કરી. તેને જાળમાં પહાડ ચલાવ્યા આકાશે જાળ તૂટી ગઈ. પંખીઓ તો પંખીઓને ! ઉંદરભાઈનો આભાર માની ઊડી ગયાં મેદાન.

**૭. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

બકરી, પંખી, અકળાવું, તળાવ, વખત

(૧) ______ (૨) ______ (૩) ______ (૪) ______ (૫) ______

## પ્રવૃત્તિ

- તમારી આસપાસનાં વૃક્ષોની માહિતી મેળવો. વૃક્ષોની ઉપયોગિતા વિશે ચર્ચા કરો.



# ૧૪.સૈનિક સૈનિક રમીએ

ડૉ. પ્રકાશ દવે



ચાલ બચુડા, લઈ લે સોટી સૈનિક સૈનિક રમીએ,

માથે મજાની પહેરી ટોપી ગલીએ ગલીએ ભમીએ.

હું પપ્પાનો કોટ લૈ આવું, તું લૈ આવને, સીટી,

હું બાનાં ચશ્માં લૈ આવું, કાગળિયામાં વીંટી.

બનીઠનીને બેસી જઈએ, અફસર સા'બને નમીએ,

ચાલ બચુડા, લઈ લે સોટી સૈનિક સૈનિક રમીએ.

કોઈની હોય જો દાનત મેલી અમે ઉગામીશું દંડો,

દેશભક્તિનું કામ કરીશું ઊંચો રહેશે ઝંડો.

આઝાદીની રક્ષા કરીને ભારતમાતાને ગમીએ,

ચાલ બચુડા, લઈ લે સોટી સૈનિક સૈનિક રમીએ.

## શબ્દસમજૂતી

**બનીઠનીને** વ્યવસ્થિત તૈયાર થઈને **અફસર સા'બ** અમલદારસાહેબ **મેલી દાનત** ખરાબ ઈચ્છા **દંડો ઉગામીશું** શિક્ષા કરીશું **રક્ષા** રક્ષણ

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) બચુડાને સોટી લઈ શું રમવાનું કહ્યું છે ?

(૨) 'બનીઠનીને બેસીએ' એટલે શું ?

(૩) તમારી શાળામાં રાષ્ટ્રધ્વજ ક્યારે ક્યારે ફરકાવાય છે ?

(૪) આપણો ઝંડો ક્યારે ઊંચો રહેશે ?

(૫) માથે ટોપી પહેરી ક્યાં ભમવાનું કાવ્યમાં જણાવ્યું છે ?

## ૨. ઉદાહરણ પ્રમાણે શબ્દનો વાક્યપ્રયોગ કરો :

**ઉદાહરણ : સૈનિક**

**વાક્ય** : સૈનિક આપણી રક્ષા કરે છે.

(૧) અફસર

**વાક્ય :** ______________________

(૨) ટોપી

**વાક્ય :** ______________________

(૩) ચશ્માં

**વાક્ય :** ______________________

(૪) સોટી

**વાક્ય :** ______________________

## ૩. ઉદાહરણ મુજબ લખો :

**ઉદાહરણ : સૈનિક - સૈનિકો**

- છોકરો __________
- છોકરી __________
- __________ પારેવાં
- સોટી __________
- દડો __________
- __________ ચકલીઓ
- બાળક __________
- __________ ટોપીઓ

## ૪. નીચે આપેલ શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

(૧) દેશ × __________ (૨) આઝાદ × __________ (૩) ઊંચો × __________

## ૫. નીચેની કાવ્યપંક્તિ પૂર્ણ કરો :

હું પપ્પાનો કોટ ..............................

..............................

.............................. અમે ઉગામીશું દંડો.

## ૬. નીચેનાં વાક્યોને યોગ્ય ક્રમમાં ગોઠવો :

ઉદાહરણ : આવું ચશ્માં હું બાનાં લૈ

હું બાનાં ચશ્માં લૈ આવું.

(૧) પપ્પાનો આવું હું કોટ લૈ

---

(૨) પહેરી મજાની ટોપી માથે

---

(૩) રમીએ લે સૈનિક સૈનિક લઈ સોટી

---

## ૭. મને શું થવું ગમે ? વિષય પર સાતઆઠ વાક્યો લખો :

### પ્રવૃત્તિ

- રાષ્ટ્રધ્વજનું ચિત્ર દોરી તેમાં રંગ પૂરો.
- પુસ્તકાલયમાંથી શૌર્યગીતો મેળવો અને વર્ગમાં રજૂ કરો.



# ૧૫. બે બહાદુર છોકરા



હાલ તો પ્રાણીના શિકારની કાયદાથી મનાઈ છે, પણ પહેલાંના વખતમાં રાજામહારાજા શોખ ખાતર શિકાર કરતા.

સાડા છ દાયકા પહેલાં કાંગસા ગામે કરવામાં આવેલા એક શિકારની આ વાત છે. કાંગસા અમરેલી જિલ્લાનું એક નાનકડું ગામ. એનો તાલુકો ધારી. કાંગસાની પશ્ચિમે ગીરના ડુંગરા અને જંગલ. છ દાયકા પહેલાં એ જંગલમાં પાર વગરનાં જંગલી જાનવરો હતાં. એમાં સિંહ પણ ખરા.

કાંગસા ગામની નજીક એક વોકળો છે. સાંજના સમયે ક્યારેક પેલા જંગલનાં પ્રાણીઓ આ વોકળા સુધી પાણી પીવા આવતાં. એને કારણે શિકારના શોખીન લોકો શિકાર માટે અહીં આવતા. કોઈ એક નવેમ્બર મહિનામાં વડોદરા રાજ્યના મહારાજા સયાજીરાવ અહીં શિકાર માટે આવ્યા હતા. વોકળાની નજીક એક ઊંચો માંચડો બાંધવામાં આવ્યો હતો. મહારાજા એમના મદદનીશો સાથે માંચડા ઉપર ગોઠવાયા હતા.

માંચડાથી થોડા અંતરે એ વિસ્તારના કેટલાક રહીશો પણ જોતાં હતા. એમાં સુખપુર ગામના બે છોકરાઓ પણ હતા. એકનું નામ હરિ અને બીજાનું નામ અરજણ. તે હિંમતબાજ પણ હતા. આ બે છોકરાઓ માંચડા નજીકના એક ઝાડ પાછળ લપાઈને ઊભા હતા. એમની પાસે દાતરડાં સિવાય બીજું કોઈ હથિયાર ન હતું.

નવેમ્બર મહિનો અડધો થયો હતો. નવેમ્બર મહિનો એટલે શિયાળો. દિવસ ટૂંકો અને સૂર્ય આથમે એટલે અંધારાને ઘેરાતાં વાર ન લાગે. અત્યારે સૂર્ય આથમવાની તૈયારીમાં હતો. અજવાળું ઝાંખું થવા લાગ્યું હતું. એ સમયે ધીરે ધીરે મલપતો એક સિંહ વોકળા ભણી આવતો દેખાયો. વોકળાને કાંઠે આવીને એ ઊભો રહ્યો. એ વખતે મહારાજાએ હાથમાંની બંદૂકનો ઘોડો દાબ્યો. ભડાકો થયો અને સાથે જ બંદૂકમાંથી ગોળી છૂટી.

કમનસીબે ગોળી નિશાન ચૂકી ગઈ. બંદૂકના અવાજ પછી સિંહ સાબદો થઈ ગયો હતો. એણે નજર ફેરવી. માંચડા પરના માણસોને જોઈને એની આંખ ફાટી. ગર્જનાઓ કરતો અને છલાંગો ભરતો એ માંચડા સુધી ધસી આવ્યો. માંચડાને ભોંયભેગો કરવા માગતો હોય એમ એને ઝોળવા માંડ્યો, જાણે કોઈ ઝાડને ઝંઝેડતો હોય તેમ.

સિંહના એકાએક આવા આક્રમણથી મહારાજા મૂંઝાઈ ગયા. બંદૂકમાંથી બીજી ગોળી છોડવાનું સૂઝ્યું જ નહિ !

આ કટોકટીની પળે હરિ અને અરજણે એક હિંમતભર્યું કામ કર્યું. એ બંને છોકરાઓ ઝાડ પાછળથી ખુલ્લામાં આવ્યા અને હાકોટા કરતા હોય એમ એમણે એકસાથે અવાજ કર્યો. સિંહનું ધ્યાન એમના તરફ ખેંચાયું. એણે માંચડા પરથી પંજા ઉઠાવીને જમીન પર મૂક્યા. પછી ડાલા જેવું માથું ઉછાળીને એક ભયંકર ગર્જના કરી. હવે આ છોકરાઓ એના ગુસ્સાનું નિશાન બન્યા. મોત સામે આવીને ઊભું હતું છતાં એ ગભરાયા નહિ. અવાજ કરતા રહ્યા. સિંહ એમના તરફ છલાંગો ભરવાની તૈયારી કરતો હતો ત્યાં મહારાજાએ બંદૂકમાંથી બીજી ગોળી છોડી અને સિંહને મોતને ઘાટ ઊતારી દીધો. આ બધું એટલી ઝડપથી બની ગયું કે શું થયું અને કેવી રીતે થયું એ સમજાય જ નહિ.

સિંહ મર્યો અને બધો ભય ટળી ગયો. મહારાજા માંચડા પરથી નીચે ઊતર્યા. હરિ અને અરજણના આ હિંમતભર્યા સાહસથી એ પ્રભાવિત થયા હતા. છોકરાઓએ જીવનું જોખમ ખેડીને પોતાનો જાન બચાવ્યો હતો. એમણે સૌ પહેલું હરિ અને અરજણને ધન્યવાદ આપવાનું કામ કર્યું.

સયાજીરાવ વડોદરા રાજ્યના મહારાજા ખરા, પણ એથીય ઊંચા ગજાના એ માણસ. આવા ઉપકારનું મૂલ્ય ઓછું કેમ આંકે ? એમણે વડોદરા જઈને આ બે ભાઈઓનાં પૂતળાં રચાવીને કમાટીબાગમાં સ્થાપ્યાં. કમાટીબાગ અત્યારે સયાજીબાગ તરીકે ઓળખાય છે. સયાજીબાગના મુખ્ય દરવાજામાં પ્રવેશ કર્યા પછી ડાબી બાજુના વિસ્તારમાં હરિ અને અરજણના પૂરા કદનાં પૂતળાં છે. તમે વડોદરા જાઓ ત્યારે સયાજીબાગમાં જઈને આ બહાદુર છોકરાઓની પ્રતિમાઓ જોજો.

## શબ્દસમજૂતી

**દાયકો** દસ વર્ષનો ગાળો **ઘટના** બનાવ **વોકળો** પાણીનો નાનો વહેળો **માંચડો** વાંસડા બાંધીને તેના ઉપર બેસી કે ઊભા રહી શકાય તેવી કરેલી ગોઠવણી **મલપતો** ઠાઠથી ધીમે ધીમે ચાલતો

**વોકળા ભણી** વોકળા તરફ **ઝંઝેડવું** ખંખેરવું **આક્રમણ** હુમલો **કટોકટીની પળ** અણીનો સમય (અહીં જીવનમરણના ભયની પળ) **હાકો** પ્રાણીને તગેડવા ઝાઝા માણસો દ્વારા કરવામાં આવતા હાકોટા કે પડકારા **ડાલો** ઘણો મોટો સૂંડલો **ધન્યવાદ** શાબાશી **મૂલ્ય** કિંમત

## રૂઢિપ્રયોગો

**નિશાન ચૂકી જવું** - ધાર્યું નિશાન પાર ન પડવું **સાબદા થઈ જવું** - ચેતી જવું **આંખ ફાટવી** - ગુસ્સે થવું **ઝોળવા માંડવું** - હલાવવા માંડવું **મોતને ઘાટ ઊતારી દેવું** - મારી નાખવું **ઊંચા ગજાના હોવું** - વિશેષ શક્તિ ધરાવતા હોવું

## સ્વાધ્યાય

**૧. નીચેના પ્રશ્નોના એક-એક વાક્યમાં ઉત્તર લખો :**

(૧) જંગલનાં પ્રાણીઓ ક્યાં પાણી પીવા આવતાં હતાં ?

(૨) હરિ અને અરજણને શાનો શોખ હતો ?

(૩) બંદૂકના અવાજ પછી સિંહે શું કર્યું ?

(૪) કમાટીબાગ બીજા કયા નામે ઓળખાય છે ?

(૫) હરિ અને અરજણની પ્રતિમાઓ ક્યાં આવેલી છે ?

**૨. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) કટોકટીની પળે હરિ અને અરજણે શું કર્યું ?

(૨) મહારાજાએ ઉપકારનો બદલો કેવી રીતે વાળ્યો ?

(૩) બંદૂકની ગોળી નિશાન ચૂકી ગઈ પછી સિંહે શું કર્યું ?

**૩. નીચેનાં વાક્યોને પાઠના ક્રમમાં ગોઠવો :**

(૧) આ બે ભાઈઓની પ્રતિમા રચાવીને કમાટીબાગમાં સ્થાપી.

(૨) એ છોકરાઓએ પોતાના જીવનું જોખમ ખેડીને રાજાનો જાન બચાવ્યો.

(૩) કમનસીબે બંદૂકની ગોળી નિશાન ચૂકી ગઈ.

**ઉત્તર :**

(૧) ____________________

(૨) ____________________

(૩) ____________________

**૪. નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી વાક્યપ્રયોગ કરો :**

(૧) આંખ ફાટવી : ______________________

______________________

(૨) નિશાન ચૂકી જવું : ______________________

______________________

(૩) સાબદા થઈ જવું : ______________________

______________________

**૫. નીચેના આપેલ શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

(૧) જંગલ ________ (૨) પાણી ________ (૩) મદદ ________

(૪) સૂર્ય ________ (૫) અવાજ ________ (૬) પ્રતિમા ________

**૬. નીચેના આપેલ શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

(૧) જીવન × ________ (૨) નજીક × ________ (૩) ઊંચો × ________

(૪) હિંમત × ________ (૫) અજવાળું × ________ (૬) ધ્યાન × ________

**૭. સૂચના મુજબ કરો : અહીં આપેલ શબ્દનો છેલ્લો અક્ષર લઈ નવો શબ્દ બનાવો.**

(૧)

| શિકાર | રજા | જાત્રા | | |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |

(૨) પાંચ શબ્દો પસંદ કરી, દરેક શબ્દને આધારે એક-એક વાક્ય બનાવો.

**૮. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

શિકાર, સિંહ, શિયાળો, સૂર્ય, સાબદું

(૧) ________ (૨) ________ (૩) ________ (૪) ________ (૫) ________

## પ્રવૃત્તિ

- પુસ્તકાલયમાંથી સાહસકથાઓ મેળવો અને વાંચો.



# પુનરાવર્તન ૪

**૧. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(૧) તારકને શાની બીક લાગે છે ?

(૨) દયાળુ પંખી તળાવ પાસે શા માટે ગયું ?

(૩) તમારી શાળામાં રાષ્ટ્રધ્વજ ક્યારે ક્યારે ફરકાવામાં આવે છે ?

(૪) હરિ અને અરજણની પ્રતિમાઓ ક્યાં આવેલી છે ?

**૨. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(૧) ધ્યાન કરવાથી શા ફાયદા થાય છે ?

(૨) પંખીની તરસ છિપાવવા પંખીટોળાએ શું કર્યું ?

(૩) બંદૂકનો અવાજ સાંભળ્યા પછી સિંહે શું કર્યું ?

**૩. નીચેના દરેક વિશે ચાર-ચાર વાક્યો લખો :**

(૧) નરેન્દ્રની નીડરતા (૨) કાંગસા ગામ (૩) છોડની વેદના

**૪. વાક્ય સાચું હોય તો (√) અને ખોટું હોય તો (×) ની નિશાની કરો :**

(૧) નરેન્દ્રના દાદાએ તારકને તોફાની કહ્યો. ☐

(૨) છોડ વિના પાણીમાં મૂળ અકળાઈ રહ્યાં છે. ☐

(૩) બચુડો સોટી લઈને સૈનિક સૈનિક રમે છે. ☐

(૪) સયાજીબાગ અત્યારે કમાટીબાગ તરીકે ઓળખાય છે. ☐

**૫. પાઠ્યપુસ્તકના પાઠમાં આવતાં નામ કોષ્ટકમાંથી શોધીને નામને ફરતે ⬭ કરો :**

| અ | બ | ર | ખ | અ | ર | જ | ણ | અ |
|---|---|---|---|---|---|---|---|---|
| દ | કાં | ગા | જ | ડ | તા | વે | હ | ક |
| ત્ત | ગ | વ | ફ | કી | ર | પા | રિ | બ |
| બા | સા | ડી | જ | ન | ક | રી | બા | ર |
| બુ | ન | રે | ન્દ્ર | જ | બિ | ર | બ | લ |

**૬. નીચે મુજબના રૂઢિપ્રયોગોનો ઉપયોગ ક્યારે થાય છે તે લખો :**

(૧) તમે તો મારું માથું પકવ્યું !

(૨) તારા પગ ભાંગી ગયા છે ?

(૩) તમારા મોઢામાં ઘી-ગોળ.

(૪) ચાલી ચાલીને મારા ટાંટિયા તૂટી ગયા !

- **આવાં વાક્યો તમે બનાવો.**

(૧) ______

(૨) ______

(૩) ______

(૪) ______

**૭. પુસ્તકાલયમાંથી બે બાળવાર્તાઓનાં પુસ્તકો વાંચીને કોઈ પણ એક વિશે લખો :**

(૧) પુસ્તકનું નામ : ______

(૨) પુસ્તકના લેખક : ______

(૩) પુસ્તકમાં આવતાં બે પાત્રો : ______

**૮. કૌંસમાં આપેલા શબ્દમાં યોગ્ય ફેરફાર કરી ખાલી જગ્યા પૂરો :**

**ઉદાહરણ :** નરેન્દ્ર ઝાડ પર <u>ચડે</u> છે. (ચડવું)

(૧) ગઈ કાલે વરસાદ ______. (પડવું)

(૨) આજે ઠંડી ______. (પડવું)

(૩) લાડુ મને ______. (ભાવવું)

(૪) ગાંધીજીને સૌ બાપુ તરીકે ______. (ઓળખવું)

(૫) આપણા દેશ પર અંગ્રેજો રાજ ______. (કરવું)



## પૂરક વાચન

# ૧. સાદ કરે છે !

પ્રહ્લાદ પારેખ



સાદ કરે છે, દિલ હરે છે રે,
મને એ સાદ કરે છે રે !
ગામને પાદર રોજ બપોરે
ઝાડવાં કેરી ડાળ,
સાદ કરે છે સાંજને ટાણે
દૂરની ડુંગરમાળ ! - મને એ૰
ભણવા ટાણે સાદ કરે છે.
નાનકું એક તળાવ,
કામની વેળા રોજ બોલાવે
એક એવો છે ઢાળ ! - મને એ૰
નદીઓ કેરી ભેખડ પેલી,
ખેતરો કેરી હાર,
સાદ કરે છે જંગલ-કેડી,
કેમ કરું હું વાર ? - મને એ૰
આભ અડે જ્યાં દૂર જમીને
કોણ છુપાયું ત્યાં ?
રોજ ઈશારે એય બોલાવે :
આવ, અલ્યા ! અહીંયાં ! - મને એ૰

### શબ્દસમજૂતી

**સાદ** બોલાવવા માટે મોટો અવાજ, બૂમ **ટાણું** સમય, વખત **ડુંગરમાળ** ડુંગરાની હારમાળા **વેળા** સમય, વખત **ભેખડ** ઝઝૂમતો ટેકરાનો ખૂણો, કરાડ **જંગલ-કેડી** જંગલનો સાંકડો પગરસ્તો

❖

# ૨. કસ્તૂરબા



ગાંધીજીને આપણે બાપુના વહાલસોયા નામથી યાદ કરીએ છીએ, તો કસ્તૂરબાનું નામ આવતાં આપણા મુખમાંથી 'અમારાં બા' એવો ઉદ્‌ગાર ઉમળકા સાથે નીકળે છે. ગાંધીજી મહાન બન્યા તેમાં બાનો ફાળો જેવો તેવો ન હતો. કસ્તૂરબાનો જન્મ પોરબંદરમાં સને ૧૮૬૯ના એપ્રિલ માસમાં થયો હતો. પિતાનું નામ ગોકુલદાસ અને માતાનું નામ વ્રજકુંવર હતું. નાની ઉંમરે ગાંધીજી સાથે એમનું લગ્ન થયેલું. બહુ ઓછું ભણેલાં; પણ ઘણાં જાણકાર, સમજુ ને સુશીલ. ગાંધીજીની નાનીમોટી બધી વાતમાં તેમને સાથ આપી બધી લડતોમાં તે હંમેશાં મોખરે રહેતાં.

એની શરૂઆત થઈ આફ્રિકાથી. ગાંધીજીએ સત્યાગ્રહની લડત ઉપાડી હતી. એમાં સ્ત્રીઓને જોડવાનું વિચાર્યું. કસ્તૂરબાએ પહેલ કરી. આ નાનું-સૂનું પગલું ન હતું.

બા જેલમાં તો ગયાં; પણ એમણે બીજાના હાથનું રાંધેલું ખાવાની ના પાડી. જો ફળ મળે તો જ ખાવું, નહિ તો ભૂખે દેહ પડે તો ભલે, એવો પોતાનો નિશ્ચય એમણે સત્તાવાળાઓને જણાવ્યો. જેલ સત્તાવાળા મક્કમ રહ્યા. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ બાના નકોરડા ઉપવાસ શરૂ થઈ ગયા. જેલવાળા ઢીલા પડ્યા. પાંચ દિવસને અંતે બાને થોડાંક ફળ આપ્યાં. એટલાથી પેટ પૂરું ભરાય એમ ન હતું; પણ બાએ ચલાવી લીધું. આ રીતે ત્રણ મહિનાનું સખત તપ કરી બા જ્યારે જેલમાંથી છૂટ્યાં ત્યારે હાડપિંજર જેવાં બની બહાર આવ્યાં. આવાં હતાં ટેકીલાં અને ધર્મપરાયણ આપણાં બા કસ્તૂરબા.

આફ્રિકાથી દેશમાં આવ્યા પછી ગાંધીજીએ સાબરમતી નદીને કાંઠે સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો. આજે એ સાબરમતી આશ્રમ નામે ઓળખાય છે. તે વખતે ત્યાં આશ્રમનાં માણસો સિવાય કોઈ વસ્તી ન હતી, ને મકાન પણ બે-ત્રણ. આશ્રમથી થોડેક દૂર એક મકાનમાં કેટલાક મજૂરો આશ્રમનું કામ કરતા હતા. પણ એક દિવસ ત્યાં ચોર આવ્યા ને મજૂરોને મારી, જે કંઈ હાથમાં આવ્યું તે લઈ ભાગી ગયા. આથી મજૂરો ગભરાઈ ગયા અને કામ કરવાની આનાકાની કરવા લાગ્યા. ગાંધીજીએ આશ્રમનાં લોકોને એ કામ સંભાળી લેવા સૂચવ્યું. બાએ બાપુજીના બોલ ઉપાડી લીધા. તે ડરામણી જગ્યાએ બા

ગયાં. બાને શું કામ આપવું એની મૂંઝવણ ત્યાંના વ્યવસ્થાપકને થઈ. બાએ કહ્યું, 'કેમ કામ નથી બતાવતા ? ગાયો માટે ગવાર નથી ભરડવાના ?' અને તેમણે ઘંટીનો કબજો લઈ લીધો. નાનકડા ને નાજુક બાંધાનાં બાને દળતાં જોઈને સહુને ભારે ઉત્સાહ આવ્યો ને આખું વાતાવરણ ખીલી ઊઠ્યું.

બાપુજી સેવાગ્રામ હતા ને બા મરોલી ગયાં હતાં. ત્યાંથી તે આવવાનાં હતાં. જે ગાડીમાં તે આવવાનાં હતાં તે સવારની ગાડીમાં બા આવી શક્યાં નહિ. એ ટાપ્ટીવેલી ગાડી સુરતથી આવતી હતી. બા સવારે ન આવ્યાં એટલે એમને મળવા માટે ખાસ રોકાઈ રહેલી એક બહેને બાપુજીને સાંજે પૂછ્યું, 'બા અત્યારની ગાડીએ તો આવશે ને ?' સાંજની ગાડી મુંબઈ થઈને આવતી હતી; અને એ રસ્તે આવતાં વધુ પૈસા ખરચવા પડે એવું હતું. પેલી બહેનનો સવાલ સાંભળતાં બાપુજીએ કહ્યું, 'જો બા પૈસાદારોનાં બા હશે તો અત્યારે આવશે ને ગરીબોનાં બા હશે તો ટાપ્ટીવેલીમાં સવારે આવશે.' અને ખરેખર, બા બીજે દિવસે સવારે જ આવ્યાં ને સૌને લાગ્યું કે બા સાચેસાચ ગરીબોનાં ને લોકોનાં બા છે.

આવાં આપણાં બા બાપુજીનાં જીવનસાથી હતાં. તેમનામાં અખૂટ શક્તિ ને શ્રદ્ધા હતાં.૧૯૪૨ની હિંદ છોડોની લડતમાં બાપુજી સાથે પૂનાના આગાખાન મહેલમાં તે કેદી બનીને ગયાં. ત્યાં જ ૨૨મી ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૪૪ના રોજ એમનો દેહ પડ્યો. આજે એ સ્થળ ભારતનું એક પવિત્ર તીર્થ બન્યું છે.

## શબ્દસમજૂતી

**ઉમળકો** કામ કે પસંદની વ્યક્તિ જોઈ મોં પર દેખાતો ઉત્સાહ **સુશીલ** સારા ચારિત્ર્યવાળું **દેહ** કાયા, શરીર **નિશ્ચય** આ કરવું જ છે એમ નક્કી કરવું તે, સંકલ્પ **મક્કમ** નિશ્ચયને વળગી રહેનાર અડગ **નકોરડો** કશું ખાધા વિનાનો, કોરો (ઉપવાસ) **ટેકીલાં** નિર્ણય ન બદલનાર, સ્વમાની **ધર્મપરાયણ** ધાર્મિક વૃત્તિવાળાં **વ્યવસ્થાપક** વ્યવસ્થા કરનાર **ગવાર** એક વનસ્પતિ, ગુવાર **બાંધો** શરીરનું બંધારણ, કાઠું **ટાપ્ટીવેલી** એક ટ્રેનનું નામ **જીવનસાથી** જીવનભર સાથે રહેનાર, પતિ કે પત્ની **અખૂટ** ખૂટે નહિ એવું અપાર

## રૂઢિપ્રયોગો

**મોખરે રહેવું -** આગળ રહેવું, સક્રિય રહેવું. **દેહ પડવો -** મૃત્યુ થવું, અવસાન થવું. **ઢીલા પડવું -** નરમ થવું. **આનાકાની કરવી -** હા-ના કરવી. **બોલ ઉપાડી લેવો -** પડકાર ઝીલી લેવો **વાતાવરણ ખીલી ઊઠવું -** વાતાવરણ જીવંત બની જવું



# ૩. સોનેરી પંખી

**શ્રદ્ધા ત્રિવેદી**

નંદનના મામા શહેરમાં રહેતા હતા. એકવાર નંદનના મામા નંદનના ઘેર આવ્યા. સવારના દસ વાગ્યા હતા. પણ નંદન ઊંઘતો હતો. અગિયાર વાગ્યાની તો નિશાળ હતી. મામાને ખૂબ નવાઈ લાગી. તેમણે નંદનને જગાડ્યો.



નંદન ઊઠ્યો, સમય થોડો હતો તેથી તેણે ઝટ ઝટ ખાઈ લીધું ને ગયો નિશાળે.

નંદનની મમ્મી કહે, આવું જ થાય છે. ભારે ઊંઘણશી છે નંદન ! મોડો ઊઠે ત્યારે લેસન પણ કરવાનો સમય ભાગ્યે જ મળે છે. રાત્રેય થાકેલો ઊંઘે છે. એક દિવસ માથું દુ:ખે અને એક દિવસ પગ દુ:ખે એવું થાય છે.

મામા બે-ત્રણ દિવસ રહ્યા. તેમણે જોયું કે નંદન મોડો જ ઊઠે છે અને તેથી કંઈ જ કરી શકતો નથી.

બે-ત્રણ દિવસ પછીની વાત છે. નંદન અંદરના ઓરડામાં સૂતો હતો. જાગી તો ગયેલો પણ પથારીમાં ખાલી પડી રહ્યો હતો. નંદનની મમ્મીને મામા કહેતા હતા, જો બહેન ! એક ખાનગી વાત કહું, એવું સાંભળ્યું છે કે એક સોનેરી પંખી છે. જો કોઈ એ પંખી જુએ તો પછી એનો બેડો પાર થઈ જાય. શરીર પણ સારું રહે અને મન પણ. તેથી તે માણસ બધાંય કામ સારી રીતે કરી શકે. એ પંખી મારા વિનુએ જોયું ત્યારથી તે કેવો હટ્ટોકટ્ટો થઈ ગયો છે ! ને ભણવામાંય આગળ ! આ તારા નંદન કરતાં ઉંમરમાં નાના છે, પણ દેખાય છે કેવો મોટો !

આ સાંભળી નંદનની મમ્મીએ કહ્યું, 'પણ એ સોનેરી પંખી હોય છે ક્યાં ? એ દેખાય ક્યારે ?'

મામા કહે, 'એ જોવા માટે તો વહેલા ઊઠવું પડે ! સીમમાં જવું પડે. ત્યાં ખુલ્લી જગ્યાથી એ બહુ સરસ રીતે દેખાય. વળી એ પંખી એવું છે ને કે ઓછામાં ઓછું બે-ત્રણ મહિના એની પાછળ પડીએ ત્યારે માંડ ઓળખાય! બહેન, મારું કામ હવે પૂરું થઈ ગયું છે એટલે આજ હું જાઉં. કોઈ વાર કાગળ પત્ર લખજે.'

આ બધી વાત નંદન અંદર પડ્યે પડ્યે સાંભળતો હતો. તેને થયું, વિનુની જેમ જો મનેય સોનેરી પંખી જોવાનું મળી જાય તો બસ, મારોય બેડો પાર, એ જોવા વહેલું ઊઠવું પડે એટલું જ ને !

તે રાત્રે તે તેના પપ્પાને એવું કહીને સૂતો કે મને વહેલો પાંચ વાગ્યે ઉઠાડજો. તેની આ વાત સાંભળીને તેનાં મમ્મી-પપ્પાને આશ્ચર્ય થયું. સાથે સાથે આનંદેય થયો.

બીજા દિવસે નંદન વહેલી સવારે ઊઠ્યો ને ફરવા ગયો. ગામના તળાવકિનારે આવેલા મંદિરમાં ગયો. ત્યાં ઘણાં લોકો આવેલાં હતાં. આજ સુધી તેને તો આવી કંઈ ખબર જ નહોતી. ફરતો ફરતો ઘણી વારે તે ઘેર પહોંચ્યો.

થાક્યો તો હતો પણ ખુલ્લી હવામાં ફરવાથી તેને સારું લાગ્યું હતું. મમ્મીએ તૈયાર કરેલું દૂધ પી લીધું ને પછી નાહીધોઈને લેસન કરવા બેઠો. લેસન પણ બધું થઈ ગયું. બધા કામ શાંતિથી કર્યાં ને સમયસર શાળાએ પણ ગયો.

પછી તો તે તેનો આ ક્રમ ચાલતો રહ્યો. કોઈક વાર તે ઉત્તર દિશામાં જતો તો કોઈક વાર દક્ષિણમાં. થોડા જ દિવસોમાં તે આખી સીમમાં ફરી વળ્યો. હવે તેની તબિયત પણ સુધરવા માંડી હતી. ગાલ ભરાયા હતા. તેને નવું કામ કરવાનું મન થતું હતું. મહિના પછી તો એવી સ્થિતિ થઈ કે તેને ઉઠાડવો પણ પડતો નહિ, તે જાતે જ ઊઠી જતો. એમ કરતાં કરતાં બે મહિના થઈ ગયા, પણ નંદનને પેલું સોનેરી પંખી દેખાયું નહિ.

દરમિયાન તેની શાળામાં પરીક્ષા આવી. તેણે તે ઉત્સાહથી આપી. બીજે અઠવાડિયે તેનું પરિણામ આવ્યું. ત્યારે બધાંને ખૂબ આશ્ચર્ય થયું. કાયમ ત્રણ વિષયમાં નાપાસ થનાર નંદન આ વખતે ત્રીજા નંબરે પાસ થયો હતો. સૌએ તેને ખૂબ જ અભિનંદન આપ્યાં. તેને તે ખૂબ ગમ્યું. તેને થયું કે સોનેરી પંખી તો હજી જોયું નથી છતાંય આટલું સરસ હું ભણી શકું છું. આટલો બધો લાભ થયો છે, તો પછી જ્યારે એને જોઈશ ત્યારે કેટલો લાભ થશે ?

તે બીજા દિવસે નિયમ મુજબ વહેલો ફરવા ગયો. તળાવને કાંઠે ઊભા ઊભા તે ચારે તરફ જોઈ રહ્યો હતો. સવારનો શીળો પવન ખાઈ રહ્યો હતો. દૂર દૂર સૂર્ય ઊગી રહ્યો હતો. તે એક ઝાડના થડ નીચે બેઠો. પંખીઓ કલરવ કરતાં આમતેમ ટોળામાં જઈ રહ્યાં હતાં. કેસરવર્ણા સૂર્યની કિનારી દેખાઈ. ધીમે ધીમે સૂર્ય ઊંચો આવતો ગયો. તે જોઈ જ રહ્યો ને અચાનક તેને સૂઝ્યું, 'શું મામાએ જે સોનેરી પંખીની વાત કરી હતી તે આ સૂરજ તો નહિ હોય !'

તે ઘરે ગયો ને મામાને પત્ર લખવા બેસી ગયો.

પૂજ્ય મામા,

તમે જે સોનેરી પંખીની વાત કરી હતી તે મને લાગે છે કે સૂરજ હશે. એને મેં જોયો. રોજ જોઉં છું ને રોજ જોઈશ. હવે તે જોવા માટે દૂર સુધી જવું નહિ પડે. માત્ર વહેલા ઊઠી અગાશીમાં ઊભો રહીશ તોય હવે એ સોનેરી પંખી દેખાશે. હું ત્રીજા નંબરે પાસ થયો છું. હવે હું જરૂર પહેલા નંબરે પાસ થઈશ.

લિ. તમારો નંદન

## શબ્દસમજૂતી

**ઊંઘણશી** ઊંઘ્યા કરવાની ટેવવાળું **ખાનગી** પોતીકું, અંગત **સોનેરી** સોના જેવા પીળા રંગનું **સીમ** ખેતર કે ગામની હદ **આશ્ચર્ય** નવાઈ, અચંબો

- **અઘરી જોડણી ધરાવતા શબ્દો :**

| | | |
|---|---|---|
| નિશ્ચય | હરિશ્ચંદ્ર | સિત્તેર |
| પશ્ચિમ | નિશ્ચિત | હાઈસ્કૂલ |
| આશ્ચર્ય | વાયવ્ય | વિદ્યાર્થી |
| નૈર્ઋત્ય | મધ્યાહ્ન | વિદ્યાર્થિની |



# ૪. વેલજીની દીકરી

**માવજી મહેશ્વરી**

પાંચેક દાયકા પહેલાંની આ વાત છે. એ સમયે દુકાળિયો મુલક ગણાતા કચ્છમાં મેઘરાજા રૂઠ્યા હતા. ત્રણત્રણ ચોમાસાં કોરાં ગયાં. વાટ જોઈને લોકો થાક્યાં. પણ એ ન આવ્યો ! આમેય કચ્છમાં તો ટાણાસર ન આવે પણ, આ વખતે તો ખરો રિસાયો. મલક સાથે આપત્તિનો ઓછાયો મંડાયો. ઠેર ઠેર દુકાળના ડાકલાં વાગવા લાગ્યાં. સીમ ઉજ્જડ બની ગઈ. લીલપનું ક્યાંય નામ નહિ. ઢોરઢાંખર બિચારાં ક્યાં જાય ? કેટલાંક પાંજરાપોળને હવાલે થયાં, તો કેટલાંક મોતને ભેટ્યાં. લોકો ખાણેત્રે મજૂરીએ જવા લાગ્યા.



એ સમયનું એક નાનકું ગામડું. ગામની સમ ખાવા પૂરતી ચારેક વાડીઓના કૂવા ડૂકી ગયા. ખેડૂતો કપાળે હાથ દઈને બેસી ગયા. જે કૂંડીઓ પાણીથી છલકાતી તેમાં ધૂળ ભરાઈ ગઈ. એકમાત્ર જીવરાજની વાડી જ બચી હતી. જોકે, વાડી તો કહેવા પૂરતી હતી. કૂવો હતો અને લીમડાનાં બેચાર ઝાડ હતાં. એટલું ખરું કે દુકાળે ધરતીનાં ધાવણ સૂકવી નાખ્યાં, છતાં કોઈ કારણસર જીવરાજના કૂવાની આવ જીવતી હતી. બે દિવસે માંડ પા એકર જમીન પી શકતી. જીવરાજે પોતાના બળદ સારુ ચાર વાવેલું. ઉજ્જડ સીમ ને દુકાળિયું વરસ એટલે બહુ ધ્યાન રાખવું પડે. રખડતાં ઢોર કે રોઝડાં પણ ભેલાણ કરી જાય...

જીવરાજ એક સામાન્ય ખેડૂત હતો તેની પાસે મિલકતને નામે પોતાના દાદાના વખતનો કૂવો હતો. પણ જીવરાજ પારકી છઠ્ઠીનો જાગતલ અને માણસાઈનો રખેવાળ હતો. કુદરતે કસોટી કરી હોય એમ એને સંતાન નહોતાં. વખત જતાં જીવરાજ પોતાનાં ઢોરઢાંખરને જ સંતાન સમજવા

લાગ્યો અને ઢોરને પેટનાં જણ્યાંની જેમ સાચવવા લાગ્યો. એણે તો પોતાના બેઉ બળદનાં નામેય પાડેલાં : એકનું કેસર ને બીજાનું કાનુડો !

જીવરાજ બળદને નવડાવતો, ખવડાવતો ને એમને જાત જાતના શણગાર પણ કરતો. બળદો સાથે એ વાતો પણ કરતો. વટેમાર્ગુઓને તો એ જોઈ એમ જ લાગતું કે જીવરાજનું ખસી ગયું છે.

ત્રણત્રણ વરસના દુકાળે માણસોની કમર ભાંગી નાખી. ઘણા બધા ખેડૂતોએ હારી જઈને પોતાનાં ઢોરઢાંખર કાઢી નાખ્યાં. એક જીવરાજ જ હિંમત ન હાર્યો. ઘરવાળીએ એક દિવસ તેને સમજાવ્યો કે બળદોને પાંજરાપોળ મેલી આવો ને સુખેથી બેસો ! પણ જીવરાજ એકનો બે ન થયો. તેણે લાગણીભીના સ્વરે કહ્યું, ‘‘કેસર અને કાનુડો આપણા દીકરા જેવા છે. હું જીવતો છું ત્યાં લગી એમને આંગણેથી નહિ કાઢું !’’ ઘરવાળીએ પણ કંટાળીને કહી દીધું, ‘તમે જાણો ને બળદ જાણે. મારાથી વાડીએ ભાતું દેવા નહિ અવાય !’ જીવરાજે જીભાજોડી ન કરી. તેણે વગડામાં વાસ કર્યો.

માગશર મહિનો બેઠો. બહુ જ ટાઢ પડતી હતી. એક રાતે જીવરાજ ખાટલામાં પડ્યો પડ્યો અંધારમાં તાકી રહ્યો હતો. તેણે વાવેલા એરંડા મોટાં ઝાડ જેવા થઈ ગયા હતા. ચાર હજુ કાપવા જેવી થઈ ન હતી. વાવવા ખાતર વાવેલા એરંડાનાં પાન બળદોને નીરવા થતાં હતાં. જીવરાજને એકાએક એવું લાગ્યું કે જાણે કશોક સળવળાટ થાય છે. જાનવર હશે કે શું ? પણ, તેણે બેઠા થઈને જોયું તો જાનવર નહોતું. કોઈ માણસ એરંડાનાં પાન તોડી રહ્યો હતો. જીવરાજનું લોહી બળી ગયું. તેણે વિચાર કર્યો : આ રીતે રોજ કોઈ પાન તોડી જશે તો બળદ શું ખાશે ? લોહી-પાણી એક કર્યાં છે ત્યારે એરંડા ઊછર્યા છે...! જીવરાજ લાકડી લઈને ઊભો થયો. પણ બીજી જ પળે તેને વિચાર આવી ગયો : ‘બિચારો કોઈ દુઃખી માણસ હશે ! મારી જેમ એ પણ પોતાના ઢોરને જીવની જેમ જાળવતો હશે, હું ત્યાં જઈશ તો ભાગી જશે !’ બીજી બાજુ જીવરાજ એને ન પડકારે તોપણ એ રોજરોજ ભેલાણ કરે.

જીવરાજ મૂંઝાઈ ગયો. એક તરફ પોતાના બળદનો ને બીજી તરફ એક અજાણ્યા માણસનો વિચાર... ઘણી ગડમથલને અંતે જીવરાજે લાકડી મૂકી દીધી. હશે ! સૌ પોતપોતાનાં કરમ લઈને આવ્યા છે. કાલ કોણે દીઠી છે ?

જાણે કશું જ જોયું જ ન હોય તેમ તે માથા લગી ગોદડું તાણી સૂઈ ગયો. એરંડાનાં પાન તૂટવાનો અવાજ આવતો રહ્યો. આગંતુકના જવાનો પગરવ પણ જીવરાજે સાંભળ્યો. જીવરાજને ઊંઘ ન આવી. અંતે પેલા માણસ વિશે વિચાર આવતા હતા. કોણ હશે ? કેટલો દુખિયો હશે ?

એકાએક જીવરાજને એવું લાગ્યું કે કોઈ પોતાની છાપરી તરફ આવી રહ્યું છે. જરા ગોદડું હટાવીને જોયું તો આખો ઓળો પાસે આવી ગયો હતો. તેના ખભે નાનકડો કોથળો હતો. કપાયેલું ઝાડ તૂટી પડે તેમ જીવરાજના પગમાં પડી ગયો : ‘જીવરાજ બાપા ! મને માફ કરો. મેં તમારી ચોરી કરી છે !’

જીવરાજ અવાજ પારખી ગયો. કેશા ભગતનો દીકરો વેલજી હતો. તેણે વેલજીનું માથું ઊંચું કરતાં કહ્યું, 'તેં શેની ચોરી કરી છે ? મારું તો કશુ ચોરાયું નથી ! હે વેલજી ડૂસકાં ભરતાં બોલ્યો, ''બાપા ! મેં તમારા એરંડાનાં પાન તોડ્યાં છે ! ચોરી કર્યા પછી મને થયું કે મેં પાપ કર્યું છે. અબોલ જીવ ખાતર ઘર મેલી દેનારને છેતર્યો છે બાપા ! મને માફ કરો !'' બાપા દસ દા'ડા પેલાં મારે ત્યાં દીકરી જન્મી છે. એની માને જરાય ધાવણ નથી. એક રબારીએ દયા ખાઈને પાકટ બકરી આપી છે. પણ માણસ માણસને ખાય તેવા વખતમાં બકરીને શું ખવડાવું ? એટલે નાછૂટકે...

જીવરાજનું હૈયું હબક ખાઈ ગયું. આભ સામે જોતાં મનોમન બોલ્યો, 'ભલા ભગવાન ! તુંય ખરો છે. હું બળદને દીકરા માની સીમમાં પડ્યો છે ને આને તેં દીકરી દીધી તો ધાવણેય પામતી નથી !' કંઈક વિચારીને જીવરાજે વેલજીને કહ્યું, 'વેલા, હું હવે થાક્યો છું અને આ બધી માયા શીદને ભાઈ ત્યાં તારી દીકરી ભૂખથી રડતી હોય ને હું અહીં મારા બળદોને લીલો ચાર ખવરાવું તો ફટ છે મને ! એના કરતાં તું જ સંભાળી લે. તારી દીકરીય ભૂખી નહિ રહે ને રામ કરશે તો મારા બળદેય બચી જશે !' વેલજી ગદ્‌ગદ્‌ થઈ ઊઠ્યો.

## શબ્દસમજૂતી

**ઓછાયો** છાયો, પડછાયો **ખાણેત્રુ** જ્યાં માટી ખોદાતી હોય તેવી જગા **ધરતીનાં ધાવણ** ભૂગર્ભ જળ **ધોરિયો** પાણીની નીક **પાકટ** મોટી ઉંમરનું **પારકી છઠ્ઠીનો જાગતલ** બીજાના ભલા માટે સતત ચિંતિત રહેનાર **ગડમથલ** (અહીં) મહેનત **દાયકો** દસ વર્ષ **આવ** સરવાણી, આવરો

## રૂઢિપ્રયોગો

**એકના બે ન થવું-** મક્કમ રહેવું **લોહી પાણી એક કરવાં-** પુષ્કળ મહેનત કરવી

